# ઇસમાઇલી પ્રકાશ.

## ભાગ પેહેલો.

ઇસમાઇલી ધર્મના અભ્યાસીઓ માટે
એક ઉપયોગી પુસ્તક.

રચનાર તથા છપાવી પ્રગટ કરનાર
**માસ્તર હાશમ બોઘા.**

મુંબઇ.
ગુજરાતી પ્રીન્ટીંગ પ્રેસ.
ઇસવી સન ૧૯૦૬.     હીજરી સન ૧૩૨૪.

કિંમત એક રૂપીઓ.

# અર્પણ પત્રિકા.



પરમ મિત્ર

**શેઠ મનજીભાઈ લાલજી નાઇઆણી**

શીઆ ઈમામી ઈસમાલીઆ કાઉંસીલના સેક્રેટરી.

**જંગબાર.**

આપણા માનવંતા **ઈસમાઈલી** હાજર **ઈમામ** તરફ, અચળ ભક્તિભાવ તથા વફાદારી ધરાવીને, આપ ભાઈ, **ઈસમાઈલી દીનમાં** પૂર્ણ શ્રદ્ધાવંત તથા ધર્માભિમાની હોવાથી, **ઈસમાઈલી હાજર ઈમામ** તરફની ખરી વફાદારી તથા ભક્તિભાવ અને **ઈસમાઈલી દીનના** પ્રકાશ માટે, મારા તરફથી આપણા પાક સ્વધર્મને લગતાં પુસ્તકો બહાર પાડવામાં આવે છે, ફક્ત તેને જ માટે, આપ ભાઈએ, ઘણા દુરદરાઝના મુલકમાં રહી, જે ધાર્મિક સ્નેહ મારી સાથે જોડયો છે, તે સ્નેહનું બંધન વધારે મજબૂત બનાવવાના હેતુથી આ પુસ્તક આપ ભાઇને ઘણા પ્રેમપૂર્વક અર્પણ કરૂં છું.

**માસ્તર હાશમ બોઘા.**

ગ્રંથકર્તા.

# પ્રસ્તાવના.



ઇંગ્લાંડમાં લંડન શેહેરમાં **સ્ટીઅર** નામનું ચોપાનીઉં દર **અઠવાડીએ** પ્રગટ થાય છે. એ ચોપાનીઆના તા૦ ૩૦ મી જુન સને ૧૯૦૬ના અંકમાં, હિંદુસ્થાન માટેના સેક્રેટરી મી૦ મોરલીની નામદાર આગાખાન સાથની મુલાકાતનું વર્ણન, નામદાર આગાખાનના એક ચિત્તઆકર્ષક ફોટો સાથે આપવામાં આવ્યું છે. **સ્ટીઅર** પત્રના અધીપતિ પોતાના એ અંકની નોંધમાં જણાવે છે કે "નામદાર આગાખાનના આશરે વીશ લાખ મુરીદો છે" ખોજા મુરીદો ઉપરાંત, હિંદુ વગેરે બીજી જાતના લાખો મુરીદો, પોતાના ધર્મમાં રહીને ધર્મ મંડળના મેમ્બર તરીકે, ઇસમાઇલી ધર્મમાં ભાગ લેનારા છે. વળી મોગલ, અરબ, બદકશાની, અફઘાન, ચીત્રાલી વગેરે બીજા જુદા જુદા દેશોમાં રેહેનારા મુસલમાનોમાંથી પણ, એ નામદારના લાખો મુરીદો છે. નામદાર આગાખાન તથા તેમના મુરીદોનો ધર્મ, **ઇસમાઇલી** કેહેવાય છે. એ ઇસમાઇલી દીન કઇ પ્રકારનો છે? એ ઇસમાઇલી દીન, એક રૂહાની દીન છે. એ ઇસમાઇલી દીન, આત્મજ્ઞાનનું શિક્ષણ આપનાર દીન છે. એ ઇસમાઇલી દીનને, મુસલમાની ભાષામાં, **દીને દરવીશી, દીને હકીકી. દીને મારફતી,** તથા હિંદુ ભાષામાં, તેને **સત્યપંથ** કરીને કેહેવામાં આવે છે. આ સઘળાનો અર્થ, એક સરખોજ થાય છે. એટલે કે ફીલસુફી ભરેલો ખરો ધર્મ, એવો અર્થ થાય છે.

ઇસમાઇલી ધર્મનો મુખ્ય પાયો એ છે કે, એ ધર્મ માનનારા, નબી મહમદ મુસ્તફા સલલ્લાહુ અલૈહીવ સલ્લમને ખુદાવંદતાલાના પાક રસુલ તરીકે માને છે. અને એ પાક નબી પછી, તેમના કાકાના ફરજંદ, તેમજ તેમના માનીતા જમાઇ, **હજરત મૌલા મુરતજાઅલીને** પેહેલા હકદાર ઇમામ તરીકે સ્વીકારે છે. હજરત મૌલા મુરતજા અલીબાદ, પેઢી દર પેઢી, **ઇમામ જાફર-સાદક** સુધી, અને ત્યાર પછી; એ ઇમામની વસીયત પ્રમાણે, તેમના ફરજંદ

ઇમામ **શાહ ઇસમાયલ**, તથા તે પછી, પેઢી દર પેઢી, મીસરના આઠમા **ફાતમાઇત ખલીફ**, ઇમામ શાહ **મુસ્તનસીરબીલ્લાહ** સુધી, અને ત્યારબાદ, એ ઇમામની વસીયત પ્રમાણે, તેઓના ફરજંદ, ઇમામ **શાહનીઝાર**, તથા ત્યાર પછી વંશપરંપરા, ઇમામતના હાલના હૈયાત ગાદી વારસ એચ. એચ. **સર સુલતાન, મહમદશાહ** જી. સી. આઇ. ઇ. નામદાર આગાખાન સુધી, અડતાલીશ ઇમામોને એક સરખી રીતે જ માને છે, એક ગાદીપતિ, પોતાની હૈયાતીમાં, પોતાનો ભવિષ્યનો જાનીશીન એટલે ગાદીવારસ, જેને નેમી જાય તેને, ઇસમાઇલી લોકો પેહેલા હકદાર ઇમામ, હજરત મૌલા મુરતજાઅલી જેટલું જ માન આપે છે અને તેની સંપૂર્ણ તાબેદારી, ફરમાન બરદારી, તથા વફાદારીમાં રહે છે. ઇસમાઇલી લોકો હાજર ઇમામ સિવાય, તેમના પોતાના કુટુંબમાંથી પણ બીજા કોઇનું, ધર્મનું વડપણ સ્વીકારતા નથી. ચાલુ જમાનાના ઇમામને, એ લોકો પોતાના હાજર ઇમામ, મુરશીદ રાહનુમા, અને દીનના પેશવા તરીકે ગણે છે. એક ચાલુ હાજર ઇમામ, પોતાના મોટા અથવા નાના ગમે તે ફરજંદને ભવિષ્યના ઇમામ નેમે, તેમાં કાંઇ પણ અવાજ ઉઠાવ્યા વગર, પોતાના હાજર ઇમામની વસીયત પ્રમાણે તે ભવિષ્યના ઇમામનું ધર્મ તરીકેનું વડપણ સ્વીકારે છે.

ખુદાવંદ તાલાની બંદગીના ઇસમાઇલી સિદ્ધાંત તરીકે, ઇસિમાઇલિ લોકો સૂર્યોદય પેહેલાં, સૂર્યાસ્ત વખતે, તથા ત્યારબાદ આશરે એક કલાકે, એવી રીતે, દહાડામાં ત્રણ વખત, ખુદાવંદ તાલાની બંદગી કરે છે. અને તેમાં પેહેલા હકદાર ઇમામ હજરત મૌલા મુરતજાઅલીથી લઇને, જમાનાના હાજર ઇમામ સુધી સરવે હકદાર ઇમામોનું નસબનામું પાક ઇમામોના માનમાં પડે છે, અને તે ઉપરાંત, પોતાની ભાષામાં ખુદાવંદતાલાની પ્રાર્થના કરે છે, તથા દુઆઓ માગે છે. ઇસ્માઇલી લોકોની બંદગી કરવાની જગ્યાને **જમાતખાનુ'** એવું નામ આપવામાં આવે છે અને તેનો ઉપયોગ મસજીદ તરીકે થાય છે. એવાં જમાતખાનાં હાજર ઇમામના વડપણ નીચે રહે છે, અને ઇસમાઇલી ધર્મ ક્રિયા કરવાને, વપરાશ માટે, તે બનાવવામાં આવે છે. ઇસમાઇલી ધર્મના અગત્યના સિદ્ધાંત તરીક, એ ધર્મ માનનારા, રાજીખુશીથી,

દશોંદ, ભેટ, નજરાણા, વગેરે જે કાંઇ અર્પણ કરવું હોય, તે પોતાના પાક હાજર ઇમામને અને ફક્ત તેમને જ માટે, અર્પણ કરવામાં પુન્ય સમજે છે. અને હાજર ઇમામ સિવાય, પોતાના દશોંદ, ભેટ, નજરાણા, વગેરે તેમના હાજર ઇમામના કુટુંબમાંથી પણ બીજા કોઇને, અથવા બહારના બીજા કોઇને આપવામાં, તલમાત્ર પણ પુન્ય સમજતા નથી. આવી રીતની ધાર્મિક સખાવત ઉપરાંત, સાર્વજનીક સખાવત સૌ સૌની મરજી મુજબ કરે છે.

જગતના નિયમિત રૂડા વ્યવહાર માટે, ઇસમાઇલી ધર્મનો અગત્યનો ધ્યાન ખેંચવા જોગ સિદ્ધાંત, એ છે કે, રાજાના વફાદાર તથા પ્રજાના હિતેચ્છુક થઇ, આ જગતના ચાલતા ચક્રની ગોઠવણમાં, નીતિના નિયમસર ચાલી, માણસાઇ ફરજ તરીકે, પોતાનો યોગ્ય ભાગ બજાવવો. ગમે તે મુલકમાં અને ગમે તે જાતમાં, જે માણસો નીતિના નિયમસર ચાલી, રાજાની વફાદારીમાં રહી, પ્રજાની સેવા બજાવે છે, તેમને ઇસમાઇલી લોકો પોતાના જાતભાઈ જેવા લેખે છે અને ગમે તે ધર્મનાં પુસ્તકો જેમાં નીતિને લગતાં રૂહને ઉંચ દશાએ ચડાવનારાં લખાણો મળી આવે છે, તેવાં પુસ્તકોને ઇસિમાઇલી લોકો તરફથી સંપૂર્ણ માન આપવામાં આવે છે. ઇસ-માઇલી ધર્મને લગતી જે જે મજલસો એટલે બેઠકો થાય છે, તેમાં ઇસ-માઇલી પીરોએ જે ખાસ પુસ્તકો રચ્યાં છે તે ઉપરાંત, બીજા કોઇપણ ધર્મનાં ફીલસુફી ભરેલાં, રૂહને ઉંચી હાલતપર લઇ જનાર લખાણ તથા મુરશીદ તરફ વફાદાર બનાવનારાં લખાણોનો છુટથી લાભ લેવામાં આવે છે અને એવાં લખાણોનો પારકાં પરાયાં તરીકે ગણીને, તેમનો તિરસ્કાર કરવામાં આવતો નથી, પણ તેમને, પોતાનાં તરીકે ગણીને સંપૂર્ણ માન આપવામાં આવે છે. કુરાને શરીફની આયતોના દાખલા, ધર્મના પાયા તરીકે, ટાંકી બતાવવામાં આવે છે. ઉપરાંત, સાદી, હાફેઝ, શમ્સ તબરીઝ, મૌલાના રૂમ, નાસર ખુસરૂ તથા નરસીંહ મેહેતા જેવા તત્વજ્ઞાનીઓનાં પુસ્તકોને ઘણું જ માન આપવામાં આવે. ઇસમાઇલી ધર્મના પીરોએ ખાસ મેહેનત લઇને, ઘણાં પુસ્તકો રચ્યાં છે, અને જેમ કોઇ દવાનો એક શેર અરક, તે જાતની કાચી છોડીઆથી ભરેલી ત્રણ દવા કરતાં, અસરમાં વધારે ઉપ-

યોગી થઇ પડે છે, તેમ ઇસ્માઇલી પીરોએ એવી ખુબીથી પુસ્તકો રચ્યાં છે કે, તેમની ચાર લીટીનું લખાણ, બીજા સાધારણ ચારસો પાનાનાં પુસ્તકના લખાણ ઉપર સરસાઇ ભોગવે છે.

જ્યારે કોઇ ચીજની બરાબર તપાસ લેવી હોય, ત્યારે પ્રકાશ એટલે રોશનીની જરૂરની પડે છે, તેમ દીન ઇસ્માલીની ખુબી યોગ્ય રીતે દેખાડવાને માટે, પ્રકાશ તરીકે કામ આપવાને, આ પુસ્તકમાં કોશેશ કરવામાં આવી છે અને તે કારણથી આ પુસ્તકને **ઇસમાઇલી પ્રકાશ** નામ આપેલું છે. આ ઇસ્માઇલી પ્રકાશ, સગપણ તરીકે, અમારા **ઇસમાઇલી દર્પણનો** નાનો ભાઇ થાય છે. આ પુસ્તકમાં જે જે વિષયો આપવામાં આવ્યો છે, તે મૂળ તરીકે ઇસ્માઇલી ધર્મશાસ્ત્ર ઉપર આધાર રાખીને રચવામાં આવ્યાં છે. તેમ જ ઉપર જણાવી ગયા તેમ, બહારના નીતિકારક તથા ફીલસુફી ભરેલાં લખાણોને માન આપવાના ઇસ્માઇલી દીનના નિયમ પ્રમાણે ઇસમાઇલી હાજર ઇમામ, નામદાર આગાખાને પોતાની જંગબારની પેહેલી મુસાફરી દરમીયાન, પોતાના મુરીદોને ખાસ ભલામણ કરી હતી કે તેઓએ **દીવાને શાહશમ્સ** તથા **મસનવી મૌલાના રૂમ** વગેરે ફીલસુફીનાં પુસ્તકો વાંચવાં.

ઇસમાઇલી હાજર ઇમામ, નામદાર આગાખાનની એ ભલામણ પ્રમાણે **મસનવી મૌલાના રૂમમાંથી** પણ, ઘણે ભાગે સાર કાઢી આ પુસ્તકમાં સમાવેશ કરવામાં આવ્યો છે. પ્રસંગોપાત કુરાને શરીફની આયતો, દલીલો તરીકે આપવામાં આવી છે. ફારસી બૈતો, ઘણે ભાગે, મસનવી મૌલાના રૂમમાંથી, તથા હાફીઝ અને સાદીના લખાણોમાંથી આપવામાં આવી છે. જરૂરને પ્રસંગે નબી સાહેબની માતબર હદીસોના દાખલા આપવામાં આવ્યા છે. ભાષણ કર્ત્તા તથા સ્કુલના વિદ્યાર્થીઓને દાખલા દલીલ સારૂ કામ આવે તે મતલબથી, ફારસી કવિતારુપ બૈતોનો આ પુસ્તકમાં છુટથી ઉપયોગ કરવામાં આવ્યો છે. અને ગુજરાતી વાંચકને અર્થની સમજ પડવા માટે, તેમની નીચે, ગુજરાતી ભાષામાં તેઓના તરજુમા આપવામાં આવ્યા છે. આશા છે કે, આ દાખલા દલીલો તથા તેમના તરજુમા અમારા દીનભાઇઓને, દાખલા દલીલમાં, ઘણા જ ઉપયોગી થઇ પડશે. કુરાને શરીફની આયતો

તથા અરબી હદીસોની સમજણ, તેઓની નીચે જ ગુજરાતી ભાષામાં આપેલી છે. અમારા ઇસમાઇલી પ્રકાશને, દશ દીશામાંથી રોશની આપી, દીપ્યમાન બનાવવાની અમોએ કોશેશ કરેલી છે, એટલે કે, રૂહાની ઇલ્મના અભ્યાસીઓને અતિ ઉપયોગી દશ વિષયો, તેમાં દાખલ કરેલા છે. અને દરેક વિષયને મજબૂતી આપવા માટે, કુરાને શરીફની આયતો, માતબર હદીસો, ઇસમાઇલી ધર્મ શાસ્ત્રનાં જ્ઞાનો, તથા મૌલાના રૂમ, સાદી, હાફેઝ, વગેરે સત્તાધારી વિદ્વાનોનાં લખાણો ચુંટી, આ પુસ્તકમાં દાખલ કીધાં છે. અને દરેક પરદેશી લખાણ સાથે ગુજરાતીમાં તેમના તરજુમા કરી આપવામાં આવ્યા છે. અનુકુળ પ્રસંગે. સંસ્કૃત શ્લોકો પણ તરજુમા સાથે આપ્યા છે. દરેક રીતે આ ઇસમાઇલી પ્રકાશને તેજસ્વી બનાવવાની કોશેશ કરવામાં આવી છે. માણસ જાત કદી પણ સંપૂર્ણ છે જ નહીં, અને માણસ જાતની કુદરતી અપૂર્ણતા છતાં પણ, પોતાના કામમાંથી ઉમેદ રાખવી એ બંદાનું કામ છે. અને તે પ્રમાણે, અમે પણ, ખુદાવંદ તાલાની દરગાહમાં ઉમેદ રાખીએ છીએ, કે અમારા **ઇસમાઈલી પ્રકાશને** ખુદાવંદ તાલા, પોતાની કરમ બખશીથી, તેજ, ગરમી અને જોશ આપે, જેથી અમારૂં **ઇસમાઇલી પ્રકાશ,** પોતાના નામ પ્રમાણેનું કામ બજાવીને, અમારા દીનભાઇઓને પોતાનો દીન બરાબર રીતે તપાસવા માટે, રોશની આપે.

ઇસમાઇલી હાજર ઇમામ, એચ. એચ. સર સુલતાન મહમદશાહ જી. સી. આઇ. ઇ. ઇસવી સનની ૧૯૦૦ ની સાલમાં, જ્યારે રંગુનમાં પધાર્યા હતા, ત્યારે ત્યાંના બંદરપર, રંગુનની ઇસમાઈલી ખોજા જમાત તરફથી, એ નામદારને જે માનપત્ર આપવામાં આવ્યું હતું, તેનો વળતો જવાબ એ નામદારે વાંચ્યો હતો, તેમાં નામદાર બ્રીટીશ સરકાર ઉપર આપણે કેવી આશા બાંધીએ છીએ, તથા એ બ્રીટીશ રાજ્ય તરફ ભકિતભાવ અને વફાદારી ધરાવવા જે અમુલ્ય શિખામણ, એ નામદારે પોતાના મુરીદોને આપી હતી, તેનો લાભ અમારા વાંચનારા દીનભાઇઓને આપવા માટે, તે નામદારના પોતાના હાથ મુબારકથી, અંગ્રેજી ભાષામાં લખાએલા ખરડામાંથી અસલ અંગ્રેજી લખાણ, તથા તેના ગુજરાતી ભાષામાં તરજુમા સાથે, અમોએ આ

પુસ્તકના બીજા ભાગમાં આપવામાં આવેલા **દેશાભિમાન તથા ધર્માભિમાનના** પ્રકરણમાં દાખલ કરેલ છે. અમારા મિત્ર, શેઠ ગુલામઅલી વરીંદ મુખીએ આ ખરડો પોતાના હાજર ઇમામના હાથ મુબારકથી લખેલી એક અમુલ્ય યાદદાસ્ત તથા શીખામણ તરીકે, લાંબી મુદતથી સાચવી રાખેલો છે, અને અમારી અરજ ઉપરથી, તેની નકલ અમોને રંગુનથી મુંબઇ મોકલી આપવા મેહેરબાની કરી માટે તેમનો ઉપકાર માનીએ છીએ.

શેઠ લાલજીભાઇ દેવરાજ, અમારા તરફથી પ્રગટ થતા પુસ્તકો છપાવવામાં, તથા તેમના વેચાણમાં, કાંઇ પણ સ્વાર્થ વગર ફકત ધર્માભિમાનની ખાસ લાગણીથી અમોને વારંવાર મદદ આપતા આવે છે, અને એવી મદદ આ પુસ્તકના સંબંધમાં પણ અમોને આપી છે, તેમનો અત્રે ખાસ ઉપકાર માનીએ છીએ.

આ પુસ્તકની અગાઉ, અમારા તરફથી પ્રગટ થએલા **ઇસમાઇલી દર્પણ** નામના પુસ્તકના સંબંધમાં, શેઠ જુમાભાઇ જાનમહમદે એ પુસ્તકના ફેલાવામાં વ્યહવારૂ ઉપાયો લઇ, અમોને જે મદદ આપી હતી, તેમનો આ પુસ્તક લખતી વેળાએ, એહેસાનની ઉંડી લાગણી સાથે ઉપકાર માનીએ છીએ.

અમારા **ઇસમાઇલી દર્પણને** માટે, અગાઉથી ગ્રાહક થઇ, જે જે ગ્રહસ્થોએ અમોને વાજબી ઉત્તેજન આપ્યું હતું, તથા જે જે ગ્રહસ્થોએ, અમારે વગર માંગવે, અમારા **ઇસમાઇલી દર્પણ** માટે ઘટતાં સંતોષકારક સરટીફીકેટો આપેલાં છે, તેવા ગ્રહસ્થોના ઉત્તેજનના પરીણામમાં આ **ઇસમાઇલી પ્રકાશ** પ્રગટ થવા પામ્યું છે, અને તે કારણથી તેમનો ઉપકાર માનવા સાથે, આશા રાખીએ છીએ, કે તેઓ આ પુસ્તકને પણ વાજબી ઇનસાફ આપશે.

જે જે ગ્રહસ્થોએ આ પુસ્તક વાંચી ઘટતા સંતોષકારક સરટીફીકેટો સાથે પોતાની પસંદગી દેખાડી છે, તથા જે જે ગ્રહસ્થોએ આ પુસ્તકના અગાઉથી ખરીદનાર થઇ, અમોને ઉત્તેજન આપ્યું છે, તેમનો ખરા અંતઃકરણથી આભાર માનીએ છીએ.

કાઠીઆવાડમાં ભાવનગર તથા ગોલવાડ પ્રગણામાં ઇસમાઇલી ખોજા જમાતોની વ્યવસ્થા સારૂ નામદાર આગાખાન તરફથી નીમાએલા વઝીર વારસ ઇસાભાઇ નાનજી, જેઓ ઇસમાઇલી ધર્મના એક સત્તાધારી બાહોશ વિદ્વાન છે, તથા કાઠીઆવાડ, ગુજરાત, ધાટ, કચ્છ વગેરે મુલકમાં ફરી, ઇસમાઇલી ધર્મનો બોધ આપવા નીમાએલા મુખી જમાલભાઇ મેઘજીનાં ફરજંદ માસ્તર અલીભાઇ મુખી જમાલભાઇ મેઘજી, જેઓ ઇસમાઇલી ધર્મના એક ઉધરતા વિદ્વાન છે, તેઓએ શેઠ માવજીભાઇ હીરજી, તથા મુખી કુરજીભાઇ મુરજીની ભલામણ ઉપરથી, અમારૂં પુસ્તક છપાયા અગાઉ તેનો ધણો જ અગત્યનો ભાગ વાંચવા તસદી લઇ આ પુસ્તકને માટે ધટતાં સરટીફીકેટો આપી, વાજબી ઇનસાફ આપ્યો છે, તેમનો અતરે આભાર માનીએ છીએ.

જો કે અમારા જેવા ખાકસાર લેખક ઉપર, ખુદાવંદતાલાએ આ પુસ્તક તૈયાર કરવાની હીદાયત બખશવા મેહેરબાની ફરમાવી છે, અને જો કે ઇસમાઇલી દીનને ખરા દીલથી માનનાર, ચાહનાર તથા વખાણનાર તરીકે, ઇસમાઇલી દીનની જ્ઞાનને લગતી રણભૂમિ ઉપર, લખાણરૂપી શસ્ત્રો સાથે, અમારો ફરજ તરીકેનો દીનની સેવાનો ભાગ બજાવવાની ઉત્કંઠાથી, અમોએ આ પુસ્તક તૈયાર કર્યું છે, અને આ પુસ્તક ઇસમાઇલી ધર્મના અભ્યાસીઓને ઉપયોગી થઇ પડવા માટે અમોએ દરેક બનતી કોશેશ કરી છે, છતાં પણ, અમારા વિદ્વાન વાંચનારાઓને અરજ કરીએ છીએ કે, જે ભાગ તેઓને પોતાને ઉપયોગી તથા ફાયદાકારક લાગે, તે ગ્રહણ કરી, મેહેરબાનીની રાહે, અમારા હકમાં દુઆ કરવી, અને જે ભાગમાં તેઓને ખોડ ખાંપણ લાગે, તેમાં, વિદ્વાનો અને મહાપુરૂષોની રીત પ્રમાણે, માણસ જાતની નબળાઇ તથા અપૂર્ણતાનો લેખકને લાભ આપી, રેહેમદીલીથી ક્ષમા દ્રષ્ટી રાખવી.

રચનાર તથા<br>છપાવી પ્રગટ કરનાર } પોરબંદરના રહીશ

**માસ્તર હાસમ બોઘા.**

# અનુક્રમણિકા.

## પ્રકરણ પેહેલું.

### ખુદાવંદનું નુર-હીદાયતનો ચીરાગ.

પા. ૧–૨૭



## પ્રકરણ બીજું.

### દ્વીતીઆભાવ તથા હુસદ.

પા. ૨૮–૭૪



## પ્રકરણ ત્રીજું.

### હાજર ઇમામની જરૂરીઆત તથા ફાયદા.

પા. ૭૫–૮૮

## પ્રકરણ ચોથું.

### ફરમાને મુરશીદ.

પા. ૮૯–૧૦૮

## પ્રકરણ પાંચમું.

### આલમે અરવાહ.



---

## પ્રકરણ છઠ્ઠું

### અનલહક.



---

## પ્રકરણ સાતમું.

### ફના ફીલ્લાહ.



અધુરૂં.

આ પ્રકરણના બાકીના ભાગ તથા બીજા પ્રકરણો માટે,

**ઈસમાઈલી પ્રકાશ ભાગ બીજો.**

# શુદ્ધિ પત્રક.

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧ | ૧૩ | મતબલ | મતલબ |
| ૫ | ૧ | છ | છે |
| ૨૩ | ૪ | ગોળ | ઘોર |
| ૨૬ | ૧ | શઠ | શેઠે |
| ૩૨ | ૧ | હુતા | હતો |
| ૩૬ | ૨૧ | પેનીની | પેનીના |
| ૩૭ | ૮ | તવા | તેવા |
| ૪૧ | ૨૧ | રહે વે | રહેવે |
| ૪૩–૪૪ | ૨૫–૧ | ફીરરકાના | ફીરકાના |
| ૪૪ | ૧૩ | એટલી | એટલે |
| ૫૧ | ૬ | તેમ | તેને |
| ૫૨ | ૧૩ | તાર | તારા |
| ૫૭ | ૧૪ | ઔર | રઔા |
| ૬૨ | ૧૧ | માટે | (એક વખત વાંચવું) |
| ૭૯ | ૧૮ | અન | અને |
| ૮૨ | ૨૪ | ઇમામન | ઇમામને |
| ૮૫ | ૨૦ | જમાના | જમાનાના |
| ૮૬ | ૧૩ | અવી | અલી |
| ૮૬ | ૨૦ | આજ | બાજ |
| ૮૭ | ૧૧ | પીઓગે | પાઓગે |
| ૮૭ | ૧૩ | મૈલા | મૌલા |
| ૮૮ | ૨ | દાખલ | દાખલા |
| ૯૦ | ૯ | કેટલાક | કેટલા |
| ૯૧ | ૧૬ | શાક | શંકા |
| ૯૨ | ૧ | યાં | ત્યાં |
| ૯૨ | ૧૫ | એક એકા | એકા એક |
| ૯૫ | ૧૬ | તને | તેને |
| ૯૬ | ૧ | અચાઅ | અચાઓ |
| ૯૬ | ૬ | કારભારીએ | કારભારીઓ |

| | | | |
|---|---|---|---|
| ૯૬ | ૧૨ | તમરી | તમારી |
| ૯૯ | ૧૪ | ગલીમાં | ગલામાં |
| ૧૦૨ | ૨ | જોયા | જોયો |
| ૧૦૨ | ૧૭ | એ તું | તુંએ |
| ૧૦૪ | ૨૩ | બરાખર | બરાબર |
| ૧૧૦ | ૧ | સરવ | સરવે |
| ૧૧૩ | ૧૩ | આપણો | આપાણે |
| ૧૧૫ | ૮ | કેઇ | કોઇ |
| ૧૨૦ | ૯ | ફીરશતાઓને | ફીરશતાઓએ |
| ૧૨૨ | ૨૦ | હાજરૂની | જાજરૂની |
| ૧૨૪ | ૯ | ઇસમાઇલી ધર્મશાસ્ત્ર, કુરાને શરીફ | |
| ૧૨૫ | ૬ | સાના | સોના |
| ૧૨૬ | ૨૧ | અંદરની | અંદરૂની |
| ૧૨૭ | ૧૪ | અમલ | અસલ |
| ૧૨૮ | ૧૭ | હતી | હતું |
| ૧૩૦ | ૧ | ઘણાંને | ઘણાં |
| ૧૩૨ | ૧૧ | એકસરખા | એકસરખી |
| ૧૩૫ | ૨૪ | તમ | તેમ |
| ૧૩૯ | ૯ | બીજા | બીજે |
| ૧૪૧ | ૧ | ત | તે |
| ૧૪૩ | ૫ | આવશે | લાવશે |
| ૧૪૪ | ૧૯ | મહાભૂતોને | મહાભૂતોને |
| ૧૪૯ | ૬ | ખુદાવંદતાલએ | ખુદાવંદતાલાએ |
| ૧૫૧ | ૧ | થયા | થયો |
| ૧૫૧ | ૨૩ | બેહેશીનો | બેહોશીનો |
| ૧૫૧ | ૧૩ | માદેહ | માંદેહ |
| ૧૫૨ | ૨૨ | લુલ્ફરા | લુત્ફત |
| ૧૫૬ | ૨૧ | તેસ ઘળી | તે સઘળી |
| ૧૫૬ | ૧૦ | પડયું | પડયો |

અમારા ગ્રાહકોને અરજ કરવાની કે ઉપલા શુદ્ધિ પત્રક પ્રમાણે પોતાના પુસ્તકમાં પેહેલેથી જ સુધારો કરી લેવો, જેથી અશુધ્ધ વાંચવામાં ન આવે.

# પ્રકરણ પેહેલું.

## ખુદાવંદનું નુર—હીદાયતનો ચીરાગ.

નબી મહુમદ મુસ્તફાએ ફરમાવ્યું છે કે,

**ઈન્ની ખુલેકતો, મીન નુરીલ્લાહ.**

મતલબ.

ખરેખર, હું ખુદાવંદના નુરમાંથી પેદા થયો છું.
વળી, બીજી વખતે નબી સાહેબે ફરમાવ્યું છે કે,

**મન રઆની, ફ કદ રઆ અલ્લાહ.**

મતલબ

જેણે મારા દીદાર કર્યા, તેણે તેહકીક અલ્લાહના દીદાર કર્યા.

—:o:—

## કુરાને શરીફમાં ફરમાવેલું છે કે,

**અતી ઉલ્લાહા, વ અતીઉર રસુલા.**

મતબલ

ખુદાવંદની ઇતાયત કરો, અને નબી સાહેબની ઈતાયત કરો.

—:O:—

## કુરાને શરીફ, સૂરે નીસાઅ.

**મન યુઅતીર રસુલા ફ કદ અતા અલ્લાહ.**

મતલબ.

જેણે રસુલની ઇતાયત કરી, તેણે ખરેખર ખુદાવંદ તાલાની ઇતાયત કરી છે.

વળી મૌલાના રૂમ મસનવીમાં હદીસે કુદદસીનું વર્ણન આપે છે કે,

**ઇન્નલ લાહા ખલકુલ ખલકા, ફી ઝુલમતીન, સુમ્મા, રશ્શા અલૈહીમ નુર હુ, ફ મન અસાબા, મીન ઝાલેકુન નુરે, ફ કદ ઇહતદા, વ મન અખતા, ફ કદ ગવા.**

**મતલબ**

ખરેખર, ખુદાવંદ તાલાએ મખલુકને જ્ઞાન વગરની પેદા કરી. ત્યારપછી, પોતાનું હીદાયતનું નુર તેઓપર મોકલ્યું. જે માણસ તે નુરને પહોંચે છે, તેને હીદાયત થાય છે, અને જે માણસ તે નુરનો લાભ લેવા ચુક કરે છે, તે ગુમરાહ થાય છે. મતલબ કે, ખુદાવંદ તાલાએ, મનુષ્ય જાતને પેદા કરીને તેમને જ્ઞાન આપવા પોતાનું નુર એટલે રસુલો તથા ઇમામો મોકલ્યા. જેઓ તે નુરને શરણે જઇ જ્ઞાન મેળવે છે, તેને હીદાયત થાય છે. અને જે તેમનાથી વેગળા રહે છે, તે ગુમરાહ થાય છે.

———:o:———

# કુરાને શરીફ, સુરે બકર.

**વ યઅતીયન્ન કુમ મીન્ની હુદન, મન તબેઆ હુદાયા, લા ખૌફુન અલૈહીમ, વહુમ લા યહઝનુન.**

**મતલબ**

દુનીઆમાં મારી તરફથી તમારી પાસે હીદાયત આવશે. મારી હીદાયતને જે કોઇ તાબે થશે, તેને કાંઇ ખોફ નથી અને તેને માટે દીલગીરી નથી.

આ હીદાયતનો ચીરાગ, આપણા દાદા આદમથી શરૂ થયો હતો. નુર રીસાલતનું તેઓની પેશાનીમાં ચમક્યું, ત્યારથી આજ સુધી, આપણા હાજર ઇમામ, હાદીઉલ મહદી, સાહેબે ઝમાન, મૌલાના આગા શાહ સુલતાન મહુમદશાહ સુધી, ચાલ્યું જ આવે છે. એ હીદાયતનો ચીરાગ કોઇ દીવસ બુઝતો જ નથી.

———:o:———

# કુરાને શરીફમાં ફરમાવેલું છે કે,

## ઇન મીન ઉમ્મતીન, ઈલ્લા ખલા ફીહી નઝીર.

### મતલબ

ખુદાવંદ તાલા ફરમાવે છે કે, એવી મારી ઉમ્મત કોઈ નથી, કે જેને માટે હીદાયતનો ચીરાગ નહીં હોય, અર્થાત, ખુદાવંદ તાલા સરવે જમાનાની ઉમ્મત વાસ્તે હીદાયતના ચીરાગને મોકલે છે.

આતશ પરસ્ત લોકો પોતાના ઘરમાં આતશ બુઝવા આપતા નથી. અમુક નાંખેલા લાકડાં ખલાસ થતાં, બીજાં ઉમેરે છે. પણ આતશને જીવતો જ રાખે છે. તેમ જ આ ખુદાઈ હીદાયતનો ચીરાગ જે મીણબતી મારફતે પ્રકાશે છે, તે એક મીણબતીનું મીણ ખલાસ થવા આવતાં, બીજી મીણબતી સળગાવી, તે ચીરાગની રોશની બીજા ચીરાગમાં લેવામાં આવે છે. આ શમાઓ જુદી જુદી હોય છે, પણ તેમાં હીદાયતનો ચીરાગ તે જ પ્રકાશે છે.

**દીવામાંથી દીવો સાર, સોઇ દીવો નીરંજન નીરાકાર.**

ઇસમાઇલી ધર્મશાસ્ત્ર.

આવી રીતે, હીદાયતનો ચીરાગ, આપણા દાદા આદમથી, અથવા તો, તેની અગાઉ થઈ ગએલા હજારો આદમ જેનો અંત ખુદાવંદ જાણે છે, ત્યારથી પ્રકાશતો આવે છે અને કીઆમત

સુધી પ્રકાશતો રહેશે. જ્યાં સુધી દુનીઆ છે, ત્યાં સુધી હીદાયતનો ચીરાગ પણ પ્રકાસશે. જેમ જાહેરના આફતાબ વગર, દુનીઆ એક ઘડી પણ નીભી શકતી નથી, તેમ જ આ હીદાયતના આફતાબ વગર, રૂહાની આલમ પણ નીભી શકતી નથી. રૂહાની આલમની વ્યવસ્થા કરવા સારૂ, હીદાયતના આફતાબની ખાસ જરૂર છે. એ હીદાયતનો ચીરાગ, નુરમાંથી નુર પ્રગટી, કીઆમત સુધી પ્રકાશતો રહેશે.

**સતગુર કહેરે, નુરે મંદીર સમારીયાં,**
**અને નુરે રચ્યો આસમાન.**
**નુર માંહેથી નુર પ્રગટીઆં,**
**તેનું સતગુરૂ નામ રે.**

ઇસમાઇલી ધર્મશાસ્ત્ર.

આ હીદાયતનો સૂર્ય અસ્ત પામવાનો નથી. તેનો વેગ કોઈ અટકાવી શકનાર નથી. તે કયાંએ છુપી જનાર નથી. અને છુપે પણ કેમ? આ દુનીઆમાં રૂહોની વ્યવસ્થા કોણ કરે?

અને જે ભારે કામને માટે, ખુદાવંદ તાલાએ રૂહોને આ સ્થુળ જગતમાં મોકલ્યા છે, જ્યાં હજારો અને લાખો ફાંદામાં તે હર ઘડી ફસાઇ જાય છે, તેમાંથી એક બહાદુર પેહેલવાનની માફક શૂરા લડવૈયા થઈ, તેમને કોણ છોડવે? શુકર છે પાક પરવર દીગારના–લાખ લાખ શુકર–જેણે પોતાની રેહેમદીલીથી, પોતાના નુરમાંથી હીદાયતનો ચીરાગ પ્રગટાવી, આપણે માથે પ્રકાશતો રાખ્યો છે, જેના વગર, કદીપણ બનવાકાર નથી, કે રૂહોને જે કામ સોંપેલુ છે, તેમાંથી પોતાનો કોલ પુરો કરી, સહી સલામત પોતાના અસલ મકાનને લાયક થાય.

આ દુનીઆમાં, દરેક ચીજની બે બાજુ છે. **અજવાળાની તથા અંધારાની.** અજવાળી બાજુવાળા હીદાયતના ચીરાગને જુએ

છ, અને ઓળખે છે, અને તેમની તાબેદારી, અર્થાત, તે ખરેખર ખુદાની તાબેદારી છે, તે બજાવી, પોતાના વખતમાં જે હિદાયતનો ચીરાગ હોય, તેમાંથી રોશની મેળવી, તેના ફરમાનપર ચાલી, આ દુનીઆમાંથી પોતાનું કર્ત્તવ્ય બજાવી, અસલ મકાનપર પહોંચે છે.

આ પ્રમાણે, આપણા દાદા આદમથી, ચાલુ જમાનાના ઇસમાઇલી હાજર ઇમામ, હાદીયુલ મહદી, સાહેબુલ ઝમાન, મૌલાના આગા શાહ સુલતાન મહમદ શાહસુધી, જે હીદાયતનો ચીરાગ પ્રકાશતો આવે છે, તેઓની તાબેદારી તથા ફરમાન બરદારી કરી, તેઓના હુકમ પ્રમાણે ચાલી, કરોડો અરવાહો પોતાના અસલ મકાનપર પહોંચી ગયા છે, અને હજી પણ પહોંચતા જાય છે. જેમ એક ભયંકર આગ બળે છે, તેમાં હજારો લોકો સપડાઇ ગયા છે, તેમાં બહાદુર જીગરના લોકો પડી, તે આગમાંથી માણસોને પકડી પકડીને આગમાંથી બાહાર કાઢતા જાય છે. જેમ દરીયામાં કોઇ ભાંગેલા વહાણના માણસો ડુબીને ગરક થઇ જવાની અણીપર હોય, તેમને બહાદુર તરવૈયા, હાથ પકડી પકડીને પાણીમાંથી બહાર કાઢે છે, જેમ મરકીના સપાટામાં પકડાએલા અસંખ્ય દરદીઓને, એક ઘણોજ બાહોશ દાકટર, મોતના પંજામાંથી બચાવે છે, જેમ મી૦ હાફકીન જેવા, મરકીના ચેપ સામેની પોતાની શોધેલી રસી, લોકોનાં શરીરમાં દાખલ કરી, તેમને મરકીના હુમલા સામે રક્ષણ આપે છે, જેમ દાકટર જેનરે શીતલાની રસી શોધી શીતલાના બુરા રોગમાંથી, આખી દુનીઆના લોકોને રક્ષણ આપ્યું છે, તેવી રીતે, આ રૂહોના હકીમ, અથવા ખુદાઇ નુર અથવા હીદાયતનો ચીરાગ, રૂહોને તેઓના કર્ત્તવ્ય વિષે વખતો વખત હુશીઆર કરીને, તેમને ધર્મને રસ્તે ચલાવીને, સીડી ઉપર એક એક પગથીએ ચડાવી, અસલ મકાને લઇ જાય છે. આ સીડી કાંઇ આસમાનપર માંડેલી નથી, કે આપણી સ્થુલ દ્રષ્ટિથી

જોવામાં આવે. એ સીડી, રૂહની મનઝલો છે. પહેલી ચોપડીથી ભણી ભણીને, સાત ચોપડીઓ સુધી ભણેલો માણુસ, કાંઇ સાતમા મજલા ઉપર બેસતો નથી. એ સીડી, મનઝલ, એટલે, સ્ટેંડર્ડ, અથવા ધોરણો છે. ખુદી એટલે પોતા વાસ્તેના કામ મુકવાં, પોતાના કૌલ પ્રમાણે, ખુદાની સેવાના કામ કરવાં, સર્વે ચીજપરની પોતાની માલેકી દિલમાંથી મુકી દેવી, અને સરવે ચીજપર ખુદાવંદની માલેકી સમજવી; તેની સેવામાં હરદમ રહેવું, આવી રીતે, મનઝલ બ મનઝલ, રૂહને ઉચી સ્થીતિએ ચડાવી, તેને નીખાલસ હાલતમાં, **ફના ફીલ્લાહ** કરી નાંખવો, જેથી તે રૂહ આખર **બકા બીલ્લાહ**, એટલે ખુદાવંદ પાસે, તેની હજુરમાં, તેની મુલાકાતમાં, તેના દીદારને લાયક થઇ, અવિચળ સુખ ભોગવે. રૂહને આ પ્રકારની તાલીમ આપવાનું કામ, હીદાયતના ચીરાગ બજાવતા આવે છે. એ ચીરાગ વગર, આ ભવાટવી એટલે આ દુનીઆના વિકટ અરણ્યમાંથી, કોઇ પણ રૂહ પોતાનું કામ અને કોલ પુરાં કરી, અસલ મકાનપર પહોંચી શકેજ નહીં. અજવાળી બાજુવાળા આ ચીરાગને મુસ્તકીમ રીતે પકડી રાખે છે. અને તેની મદદ વડે, પોતાના અસલ મકાનપર પહોંચે છે, પણ અંધારી બાજુવાળા હંમેશાં શકમાં રહે છે. તેમને હજારો અંદેશા ઉત્પન્ન થાય છે. અને તેઓ, ઘુવડ જેવી અથવા ચામાચોણ જેવી આંખો ધરાવતા હોવાથી, આ હીદાયતનો સૂર્ય જોઇ શકતા નથી. તેના પ્રકાશથી તેઓની આંખ જંખવાઇ જાય છે. વળી તેઓનું દીલ નિર્મળ ન હોવાને લીધે, અને દીલમાં હસદના ભડકા હોવાને લીધે, તેઓનો અંધાપાનો રોગ વધે છે. હસદના આતશની ગરમીથી, તેઓની દીલની આંખો, આ હીદાયતના ચીરાગને જોઇ શકતી નથી. તેઓ હીદાયતના ચીરાગ તરફ હસદ ધરાવે છે. અંધારાને પ્રકાશ પસંદ નથી આવતો. મચ્છર હવાને હમેશ દુશ્મન ગણે છે. કારણ કે,

અજવાળું આવે તો અંધારાને ભાગવું પડે છે, અને હુવાનો ઝપાટો આવે તો મચ્છરને નાસવું પડે છે. તેઓ પોતાના દીલના હુસદને લીધે, હીદાયતના ચીરાગ તરફ નાપસંદગી દેખાડે છે, અને તેને કબુલ કરતા નથી.

નબી મહમદ મુસ્તફાના વખતમાં પણ, એવા હુસદ ભરેલા અંધારી બાજુવાળા લોકો હતા, તેઓ કહેતા હતા કે—

**મા અંતુમ, ઇલ્લા બશરુન મીસ્લોના.**

કુરાને શરીફ.

**મતલબ**

તેઓ કહેતા હતા કે, ઓ રસુલ, તમે તો અમારી માફક માણસ છો, તે શિવાય બીજા કોઈ નથી. વળી, તેઓ એમ પણ કહેતા હતા કે

**મા લે હાઝર રસુલે, યઅકુલુત તઆમ,**
**વ યમશી ફીલ અસવાક.**

કુરાને શરીફ.

**મતલબ.**

તેઓ કેહેતા હતા કે, આ નબી તે કેવો છે, કે તે ખાવું ખાય છે, અને બજારમાં ફરે છે.

આ અંધારાવાળા ભાઇઓ એટલું જાણતા નથી કે, તેઓ જયારે માંદા પડે, ત્યારે દાકટરની દવા કરે છે. શું દાકટર ખાવું ખાતો નથી? અને બજારમાં ફરતો નથી? જેવી રીતે બીમાર એક માણસ છે, તેમ જ દાકટર પણ એક માણસ છે. માણસના રૂપમાં જોતાં, દાકટર કોઇ રીતે બે માથાં, ચાર હાથ, ચાર પગ, ચાર આંખ ધરાવતો નથી. જેવી રીતના બીમારના અવયવો છે, તેવી જ

રીતના દાકટરના અવયવો છે. ત્યારે શા માટે દયામણું મોઢું કરી, દાકટર પાસે રુએ છે? એટલા જ માટે, કે દાકટરથી સાજા થવાની ઉમેદ ધરાવે છે. કારણુ કે દાકટરમાં જે વિદ્યા છે, તે બીમારમાં નથી. તેને બીમારીમાંથી છોડવવાની દાકટર તાકત ધરાવે છે. શરીરના પ્રમાણુમાં તો બેઉ સરખા છે. એક બીન તારુ માણસ દરીઆમાં ડુબી જાય, તો પોતાને કાઢવા માટે કોઇ તારુને પુકારો મારી મારીને બોલાવે છે. શું તે નથી સમજતો કે, શરીર તો મારું અને તેનું સરખું છે. ત્યારે શામાટે પોતાને બચાવવા તેને બોલાવે છે? બીન તારુ પોતે એકલો પણુ બુડે છે, અને તારુ પોતે બુડતો નથી, એટલું જ નહીં, પણુ ડુબતાને બહાર કાઢી બચાવે છે. શું તારુ અને બીન તારુના શરીરમાં ફરક છે? કશોએ નહીં. શરીર તો તેવું જ છે. ફક્ત તાકત અને હુનરમાં ફરક છે. એક આગબોટમાં તમારે મુસાફરી કરવી છે. આગબોટ પણુ તૈયાર બંદરમાં ઉભી છે. તમે તેમાં લાગલા બેસી, આગબોટને શા માટે યાહોમ ચલાવતા નથી? કપ્તાનની રાહ શા માટે જુઓછો? શું કપ્તાનને વીશ હાથ કે દશ માથાં છે? ના, તે કપ્તાન તમારા જેવા જ અવયવો ધરાવે છે. પણુ દરીઓ ખેડવાની અને સ્ટીમર ચલાવવાની વિદ્યા તે જાણે છે. એક શેહેનશાહ જે લાખો કરોડો માણસો ઉપર ઉપરીપણું ધરાવી, બધાને સમાધાનીથી અને ઈનસાફથી ચલાવે છે, તેના અને આપણા શરીરમાં કાંઈ ફરક છે? આપણે તો આપણા પોતાના ઘરમાં પણુ માંડ માંડ સમાધાની રાખી શકીએ છીએ, અને શેહેનશાહ કરોડો માણસને સલાહથી ચલાવી શકે છે. ત્યારે, આ જગતમાં, માણસો જે એક બીજા ઉપર સરસાઈ ભોગવે છે, તે શરીરના પ્રમાણુ ઉપર નથી. શરીર બધાના સરખાં છે. જોખીએ તો વજન પણુ સરખાં જ થાય. એટલું જ ખાવું, એટલું જ પાણી, અને એટલી જ હવા સર્વેને જોઇએ છીએ. આ બધો તફાવત શરી-

રના પ્રમાણુમાં નથી, પણ, તેમાં રહેલા ઈલમ અને હુનરના પ્રમાણુમાં છે. તેમ એ ફરક, ખોરાકમાં પણ નથી. મધમાખો અને ભમરા એક જ જાતના ફુલોમાંથી ખોરાક મેળવે છે, તોપણ મધમાખોમાંથી ચોખું નિર્મળ મધ ઉત્પન્ન થાય છે, અને ભમરા તો ડંખ જ મારશે. ડંખ મારવા સિવાય, બીજી કશી વસ્તુ આપણુને આપનાર નથી. તેમ જ કસ્તુરી મૃગ અને સાધારણ હરણ એક જ પ્રકારનો ચારો ચરે, તોપણ કસ્તુરી મૃગમાંથી કસ્તુરી નીકળે છે, અને સાધારણ હરણમાંથી, કોઈ કામનો પદાર્થ નીકળતો નથી. બાંબુ અને શેરડી બંનેને, એક જ જાતનું પાણી પીવરાવો, પણ બાંબુમાંથી કાંઈ નીકળવાનું નથી, અને શેરડીમાંથી, અમૃત જેવી શાકર થાય છે. માટે અંધારી બાજુવાળાના કહેવા પ્રમાણે

**યઅકુલુત તઆમ.**

**મતલબ.**

રસુલો ખાવું ખાય છે. પણ ખાવામાં, એ હુનર નથી, હુનર, તેઓની કામીલીયત ઉપર છે. શરીરવડે, જે કાર્ય આપણે કરીએ છીએ, તે જ કાર્ય, હીદાયતના ચીરાગ પણ કરે છે, તોપણ કમાલીયતમાં, કરોડો દરજાનો ફરક છે. આપણે પોતાના એક રૂહનો પણ છુટકારો કરી શકતા નથી, તેઓ, લાખો રૂહોને, પેહેલવાન શૂરવીર માફક પકડી, તેમને અંધારા કીચડમાંથી કાઢી, સાફ કરી, અસલ મકાનપર પહોંચતા કરે છે. માટે હીદાયતના ચીરાગ અને સાધારણ મનુષ્યને સરખા લેખનાર, મોટી ભુલ કરે છે.

મસનવી મૌલાના રૂમમાંથી, નીચે લખેલી બૈતો, આ બાબતના ટેકામાં આપવામાં આવે છે.

**કારે પાકાંરા, કીઆસ અઝ ખુદ, મગીર.**
**ગરચેહ બાશદ, દર નવેશતન, સીર, શીર.**

**જુમલે આલમ, ઝીંસબબ, ગુમરાહ શુદંદ,**
**કમ કસ, ઝ અબદાલે હક, આગાહ શુદંદ.**
**હમસરી, બા અંબીયા, બરદાશ્તંદ,**
**અવલીયારા, હમચુ ખુદ, પીંનદાશ્તંદ.**

**મતલબ.**

ખુદાની હીદાયતના ચીરાગના મામલામાં, પોતા ઉપર કીઆસ નહીં કરો, કે જેવા અમે છીએ, તેવા તેઓ છે. જેમ કે ફારસી ભાષામાં, સીર શબ્દ, શીર શબ્દની માફક લખાય છે, પણ અર્થમાં મોટો ફરક છે.

**સીર**–લસણ.
**શીર**–દુધ.
**શેર**–વાઘ.

આ શબ્દો, લખાણમાં એક સરખી મોડના છે.

બધી દુનીઆ આ કારણથી ગુમરાહ થઇ ગઇ છે, ઘણાજ થોડા લોકો હીદાયતના ચીરાગને, યથાર્થ ઓળખે છે. લોકો અંબીયાઓથી બરાબરીનો દાવો કરે છે. અવલીયાને પોતાની માફક ગણે છે. આ બાબતમાં, મોટી ભુલ ખાય છે.

**ઇં ન દાનેસ્તંદ ઇશાં, અઝ અમા,**
**હસ્ત ફરકી, દરમીયાન, બી ઇન્તીહા.**

મસનવી મૌલાના રૂમ.

**મતલબ.**

આ લોકોને અંધાપાથી સુજતું નથી કે, અમારામાં અને હીદાયતના ચીરાગમાં, હદ વગરનો ફરક છે.

મુસા નબી પાસે પણ, અસા એટલે લાકડી હતી, અને જાદુગરો પણ, એવી જ અસાઓ એટલે લાકડીઓ લાવ્યા હતા.

સાહેરાં, બા મુસા, અઝ દસ્તીઝહા,
બર ગીરફ્તેહ, ચું અસાએ ઉ, અસા.
ઝીં અસા, તા આં અસા. ફરકીસ્ત ઝર્ફ,
ઝીં અમલ, તા આં અમલ, રાહે શીગર્ફ.
લઅન તુલ્લાહ ઈ અમલરા, દર કફા,
રેહેમ તુલ્લાહ, આં અમલરા, દર વફા.
મસનવી મૌલાના રૂમ.

મતલબ.

જ્યારે હજરત મુસા અલૈહીસ સલામ, ફીરઔનની દરબારમાં હીદાયત આપવા ગયા, ત્યારે ફીરઔનના હુકમથી, જાદુગર લોકો હજરત મુસા જેવા અસા, એટલે લાકડીઓ લાવ્યા હતા. પણ હજરત મુસાના અને જાદુગરોના અસા એટલે લાકડીઓમાં, મોટો ફરક હતો અને હજરત મુસા અને જાદુગરોના અમલમાં, અનહદ તફાવત હતો. જાદુગરોના કામ પછવાડે, ખુદાવંદ તાલાની લાનત હતી અને હજરત મુસાના અમલ ઉપર, ખુદાવંદ તાલાની રેહેમ હતી.

માણસનું શરીર, આશરે સાડા ત્રણ મણનું કહેવામાં આવે છે. પણ તેથી એક રતીભર ચીજ જોઇ શકાતી નથી, અને આંખ, વજનમાં એક તોલો પણ ભાગ્યે જ હશે, તોપણ તેનાથી આખી સૃષ્ટિના પદાર્થો જોવાય છે. વળી, નરી આંખે જે ચીજો દુર હોવાથી નથી જોવાઇ શકાતી, તે દુરબીન વડે, ઘણી સારી રીતે જોવાઇ શકાય છે. તેમ જ, જે ચીજો અતિ સૂક્ષ્મ હોવાથી, નરી આંખે બીલકુલ જોવામાં આવતી નથી, તે સૂક્ષ્મ દર્શક યંત્રની મદદવડે બરાબર જોઈ શકાય છે. તેમ જ, ઇનસાનને રૂહાની આલમનું જ્ઞાન થવા માટે, હીદાયતના ચીરાગ રૂપી આંખ–દુરબીન–સૂક્ષ્મદર્શક

યંત્રની જરૂર છે. નબીઓ તથા ઇમામો વગર, રૂહાની આલમનું કોઇ કાળે પણ જ્ઞાન થનાર નથી.

માટે મૌલાના રૂમ પોતાની મસનવીમાં ફરમાવે છે કે

**દસ્ત ઝન, દર ઝૈલે સાહેબે દૌલતી.**<br>
**તા, ઝ અફ્ઝાલશ, બેયાબી રફ્અતી.**<br>
**યક ઝમાની, સોહબત, બા ઔલીયા.**<br>
**બેહતર અઝ સદસાલ તાઅતે બીરીયા.**

**મતલબ.**

હીદાયતના ચીરાગની દામન પકડો, કે જેથી, તેમની ફઝીલત વડે, તમે ઉંચા દરજાને પહોંચશો. અંબીઆ અથવા ઇમામોની એક ક્ષણ વખતની મુલાકાત, સો વરસની નીખાલસ ભક્તિથી વધારે છે.

**સહસ્ત્ર વરસ કીજે ભક્તિ.**<br>
**મુરશીદ કેરી એક જ રતિ.**

ઇસમાઇલી ધર્મશાસ્ત્ર.

**ચું ખુદા, અંદર નયાયદ, દર અયાં,**<br>
**નાએબે હકંદ, ઇં પેગંબરાં.**<br>
**ની, ગલત ગુફતમ, કે નાયબ, યા, મનઉબ,**<br>
**ગર, દૂ પીંદારી, કબીહ આયદ, ન ખુબ.**<br>
**ની, દૂ બાશદ, તા, તુઈ સુરત પરસ્ત,**<br>
**પીશ ઉ, યક ગસ્ત, કઝ સુરત બે રસ્ત.**

મસનવી મૌલાના રૂમ.

**મતલબ.**

ખુદાવંદ તાલા દુનીઆમાં જાહેર નથી આવતો, અને પેગંબરો ખુદાવંદના નાએબ છે એમ કહેવું, ભુલ ભરેલું છે. મોકલનાર અને

મોકલેલાને, જે એ ધારે છે, તે ગેરવાજબી છે. જ્યાં સુધી, તું જાહેર જોનાર છે, ત્યાં સુધી એ છે. પણ જ્યારે જાહેર જોવાથી છુટશે, અંતર દ્રષ્ટિનો બાતુન જોનાર થશે, ત્યારે તારી પાસે, બંને એકજ થઇ જશે.

અંધારી બાજુવાળા કયાંક સુધી કેહશે ?

## મા લે હાઝર રસુલે, યઅકુલુત તઆમ, વ યમશી ફીલ અસવાક.

### મતલબ.

આ રસુલ તે કેવો છે, ખાવું ખાએ છે, અને બજારમાં ફરે છે.

જે ધણી લાખો કરોડો માણસોને પૈસા આપી નીભાવે, તેને પોતાને અર્થે, પૈસા વાપરવા સત્તા ન હોય ? જે માણસ લાખો માણસોને અનાજ આપી, તેમનો નિર્વાહ કરે, તેને પોતાને ખાવાને તે અનાજમાંથી અટકાવ હોય ? જે ધણી લાખો માણસોને વસ્ત્ર આપે, તેને પોતાના શરીર ઉપર લુગડાં પેહેરવા રજા ન હોય ? જે પરવરદીગારે, આપણુને હાથ, પગ, આંખ, માથું વગેરે સઘળા અવયવો આપી, દુનીઆમાં હાલતા ચાલતા કર્યા, તેને પોતાને માટે, એવા અવયવો ધારણ કરી ફરવા હરવાની કોઇએ મના કરી હોય? તોપણ એ ખુદાવંદતાલા, પોતાના નુરને, આ દુનીઆમાં, બધા ઇનસાની અવયવો સાથે લોકોની હીદાયત સારૂ મોકલે છે. તે નુરની ઇતાયત કરવી, તે ખુદાવંદની ઇતાયત કરવી છે. અગર ખુદાવંદ, પોતાની આ ગોઠવણ પ્રમાણે, પોતાના નુરને, માણસાઈ જામામાં, દુનીઆમાં નહીં મોકલત, તો માણસો કેમ સમજી શકત ? કોની પાસેથી હીદાયત મેળવત ? દરેક ઇનસાન અથવા જાનવર તથા કુલ પદાર્થોનો એવો નિયમ છે કે, પોતાના હમ-જીન્સ એટલે સરખાની સાથે મુલાકાત કરે અને, તેમાંથી જ્ઞાન મેળવે.

## ચરજઓ કુલ્લો શૈચીન, ઇલા અસ્લેહી.

### મતલબ.

હરેક ચીજ પોતાની અસલ જાત સાથે જઇ મળે છે અને તેજ કારણથી, ખુદાવંદ તાલાએ રેહેમદીલી કરી પોતાના નુરને માણુસાઈ જામામાં દાખલ કરી, તેઓની હીદાયતને માટે મોકલ્યું.

મૌલાના રૂમ પોતાની મસનવીની કીતાબમાં ફરમાવે છે કે,

**ઝીલ્લે ઉ, અંદર ઝમીન, ચું કુહે કાફ,**
**રૂહે ઉ, ચુ સી મુર્ગ, બસ આલી તવાફ.**
**ગર બે ગુયમ, તા કીયામત, નઅતે ઉ,**
**હીચ ઉરા, ગાયત વ મકતઅ, મ જુ.**
**દર બશર, રૂપુશ ગશ્ત, આફતાબ,**
**ફહમ કુન, વલ્લાહુ અઅલમ, બીસ સવાબ.**

### મતલબ

તે હીદાયતનો સાયો, કુહકાફ માફક, દુનીઆમાં કાયમ છે. તેનો રૂહ, સૌથી ઉંચે ઉડવાની શકતી ધરાવનાર સી મુર્ગ છે. અગર કીઆમત સુધી એ હીદાયતના ચીરાગની તારીફ કરૂં, તોપણ તેનો છેડો આવે, એમ ધારતો નહીં. આ હીદાયતનો આફતાબ, માણુસાઈ જામામાં, આવેલ છે. ખુદાવંદતાલા, ભલાઇ શામાં છે, તે ખુબ જાણે છે.

ખુદાવંદ તાલાએ પોતાના નુરને ઇનસાન રૂપમાં મોકલ્યું, તે તેની ઘણી મેહેરબાની છે. અગર કોઈ નીરાકાર રૂપમાં, ખુદાની હીદાયત આવી હોત, તો માણુસ કોની પાસે જઈ, પોતાની ફરજો સમજત ? કોની પાસેથી, રૂહાની ઇલમ હાંસલ કરત ? કોની તરફથી, પોતાનો છુટકારો મેળવત ? પણ અફસોસ છે, કે અંધારી

બાજુવાળા ખુદાવંદની બક્ષીસ સમજતા નથી. તેઓના નસીબમાં જ ઉંઘું છે, તેથી ઉંઘા સિવાય તેમને બીજું કાંઈ સુજતું નથી. રસુલો તથા ઇમામો, ખુદાના નુર, ખુદાની હીદાયત, આ પોકાર કહે કે "આવો અમે તમોને હીદાયત આપીએ, તમારા બીમાર રૂહની દવા કરીએ." પણ તેઓ તેમની મશ્કરી કરે છે, તેઓને ઇજા આપે છે. પણ આખરે તેઓ હીદાયતના ચીરાગને કશું નુકસાન પહોંચાડી શકતા નથી.

———:o:———

# કુરાને શરીફ સુરે અંબીઆ.

**વ લ કદીસતુહઝેયા, બે રૂસુલીન, મીન કબલેકા, ફ હાકા, બીલ લઝીના સખરૂ મીનહુમ, મા કાનુ બીહી યસ તહઝેઉન.**

મતલબ.

ઓ મહમદ, ખરેખર તારા પેહેલાં પણ, પેગંબરોની મશ્કરી કરવામાં આવેલ છે. પણ જેઓ પેગંબરોની મશ્કરી કરતા હતા, તેઓને, તેઓ મશ્કરી કરતા હતા તેને લીધે, શીક્ષાએ ઘેરી લીધા.

———:o:———

# કુરાને શરીફ સુરે બકર.

**અફ કુલ્લમા, જાઆકુમ રસુલુન, બીમા લાતહવા અનફુસુકુમ, તકબ્બરતુમ, ફ ફરીકન, કઝઝબતુમ, વ ફરીકન તકતુલુન. ફ લઅનતુલ્લાહે, અલલ કાફેરીન.**

મતલબ.

જ્યારે કોઈ પેગંબર, તમારા મનને ગમતું નહીં હતું એવા હુકમ લઇને આવ્યો, ત્યારે તમોએ તકબ્બુરી કરી. પછી, તમે કેટ-

લોક નબીઓને જુઠા કહ્યા, અને કેટલાકને મારી નાંખ્યા. કાફરો પર ખુદાવંદ તાલાની લાનત છે.

અંધારી બાજુવાળા, આખરે, પોતાના હસદને લીધે, અને પોતાના બળવાખોર સ્વભાવને લીધે, હીદાયતથી મહરૂમ રહી જાય છે અને આવાગમણ લક્ષ ચોરાશીના ચક્કરમાં ફર્યા જ કરે છે. અજ્ઞાન માણસો ગમે તેમ કહે, તોપણ હીદાયતનો ચીરાગ તો કેહેતો જ આવે છે કે

**અલ્લાહુમ્મા એહદે કૌમી ફ ઈન્નહુમ લાયઅલમૂન.**

**મતલબ.**

યા ખુદાવંદા, તું મારી ઉમ્મતને હીદાયત આપ, તેઓ સમજતા નથી.

———:o:———

# કુરાને શરીફ સુરે યુનસ.

**લેકુલ્લે ઉમ્મતીન રસુલ.**

**મતલબ.**

દરેક કોમને માટે રસુલ હોય છે.
વળી કુરાને શરીફમાં ફરમાવેલું છે કે

**ઇનમીન ઉમ્મતીન, ઇલ્લા ખલા ફીહી નઝીર.**

**મતલબ.**

એવી ઉમ્મત કોઇ નથી, કે જેને માટે, અમોએ હીદાયત ન મોકલી હોય, અર્થાત, ખુદાવંદ તાલા દરેક કોમને માટે, હીદાયત મોકલતો જ આવે છે.

આ હીદાયતનો ચીરાગ, આપણા દાદા આદમના વખતમાં હતો, અને હમણાં ન હોય? હજરતો નુહ, ઇબરાહીમ, મુસા, ઇસા અને મહમદ રસુલલ્લાહના વખતમાં હોય, અને હમણાં ન હોય, એમ, કદી બનવાકાર નથી. ઉપલી કુરાને શરીફની આયત ઉપરથી, સાફ માલમ પડે છે કે, હીદાયતનો ચીરાગ હમેશાં પ્રકાશતો છે. અને કુરાને શરીફ એ ખુદાવંદના શબ્દો છે. અને ખુદાવંદના શબ્દો ખોટાં હોય જ નહીં. ખુદાવંદના શબ્દો હમેશાં સત્ય છે, અને તે પ્રમાણે, હીદાયતનો ચીરાગ પણ હમેશાં સત્ય છે.

જે જમાનામાં, જે હિદાયતનો પ્રવાહ ચાલતો હોય, તેના સંબંધમાં આવવાને, જે માણસો નસીબદાર થાય છે, તેમને હીદાયત કરી, તે પ્રવાહ ચાલ્યો જાય છે. વળી, બીજો પ્રવાહ, તેને બદલે જગ્યા લે છે. તેની સાથે સંબંધમાં આવનારને, તે પ્રવાહ હીદાયત આપી, ચાલ્યો જાય છે, તેને ઠેકાણે, ત્રીજો પ્રવાહ, તેજ હીદાયતનો આવે છે. આ પ્રમાણે, હીદાયતના દરીઆના મોજા, એક પછી બીજા, લાગે છે. તે સરવે, બહરે હીદાયત, એટલે એક જ હીદાયતનો દરીઓ છે. જે જુદાં જુદાં મોજાં આપણે જોઇએ છીએ, તે તેજ દરીઆની ગતી છે. આપણા જમાનામાં, જે હાજર હીદાયતનો ચીરાગ હોય, ત્યાંથી આપણું કામ થાય છે. તેજ આપણને નસીહત આપે છે. તેજ આપણને પોતા પાસે બોલાવીને કહે છે "તમે મારા ફરજંદ છો, હું તમારો માવીતર છું. અને તમે સારા થયા છો, એવું સાંભળું છું, ત્યારે મારૂં મન રાજી થાય છે. અને તમે ખરાબ થયા છો, એવું સાંભળી મારૂં અંતઃકરણ બળે છે" તેજ કહે છે "તમે સારા થાઓ, નીતિથી ચાલો, ભાઇચારાથી ચાલો, તમારા ગરીબ દીનભાઇઓને મદદ કરો, તમે હમદીલી રાખો, તમે ઇબાદત કરો, તમેફીરશતા થાઓ, તમે અસલ મકાનપર પહોંચો'

તેજ કહે છે "હું તમારા હકમાં રોજ દુઆ કરૂં છું. નુરાની વખતમાં હું તમોને યાદ કરૂં છું. હું જ્યાં હોઊં ત્યાંથી તમોને યાદ કરૂં છું. તમે અસલ મકાનપર પહોંચો, તેને વાસ્તે હમેશાં દુઆ કરૂં છું." હાજર હીદાયત વગર આવું આવું આપણને કોણ સમજાવે? શું ગૈબમાંથી આપણને અવાજ આવે? શું તેરસો વરસ ઉપર જ્યારે હીદાયતનો ચીરાગ નબી મહમદ મુસ્તફાનાં સ્થૂલ શરીરમાં પ્રકાશતો હતો, તે પોતાની મીણબતી ખલાસ કરી,

**અનામૌલાહુ, ફ અલીયુન મૌલાહુ,**

**મતલબ.**

જેનો હું હીદાયત કરનાર પેશવા છું, તેનો હજરત અલી હીદાયત કરનાર પેશવા છે.

ઉપર પ્રમાણેની પોતાના મુરીદોને ભલામણ આપી, જે ચીરાગ આપણી આંખો આગળથી અદ્રશ્ય થઇ ગયો, તે સ્થુળ શરીરના દીદાર હવે આપણે કરી શકશું?

**હદીસ.**

**ઈન્ની તારેકુન ફીકુમુસ સકીલેને, કીતાબલ્લાહે,**
**વ ઇતરતી, અહલ બૈતી, વ હુમા હબલાને,**
**મમદુદાને, લાયનકતઆને, વલાયન ફસેમાને,**
**અહદો હુમા, અનીસ સાની, ઇલા યૌમીલ કીયામતે,**

**મતલબ.**

નબી મહમદ મુસ્તફા, આ દુનીઆમાંથી ઈનતેકાલ વેળા ફરમાવી ગયા છે કે, હું તમારે માટે બે ભારે ઉત્તમ વસ્તુઓ મુકી જાઊં છું. એક ખુદાવંદની કીતાબ, તથા બીજી મારા અહલે બેત,

ઇતરત—હજરત અલીનો હીદાયતનો ચીરાગ—એ બે વસ્તુ, મીસાલ દોરડાના બે ભાગ સાથે વણેલા છે, તે કીઆમતના દીવસ સુધી, તુટવાના નથી. તેમ, એક બીજાથી છુટા પડવાના નથી.

———:o:———

# હાજર ઈમામ વગર છુટકારો નથી.

આવી રીતે, નબી મહમદ મુસ્તફાના રૂપનો ચીરાગ, પોતાની રોશની હજરત અલી રૂપી બીજા ચીરાગમાં પ્રકટાવી, આપણી નજરથી અદ્રશ્ય થઇ ગયો. પણ હીદાયતનો ચીરાગ ગૈબ નથી થયો. તેજ નુર બીજી શમામાં નકલ થયું, એટલે બદલાયું. પણ હીદાયત તો દાયમ અને કાયમ રહી. શું હવે આપણે તેરસો વરસ ઉપર મકા, મદીનામાં જે હીદાયતનો ચીરાગ પ્રકાશતો હતો, તે શોધી શકશું? કરબલા તથા શાહે નજફના પ્રકાશીત હીદાયતના ચીરાગની ભેટ લઈ શકશું? હા અલબતા તેમ કરી શકશું. પણ તે જગ્યાએ હાલ ગુજરેલી હીદાયતની પવિત્ર યાદદાસ્ત સિવાય હાજર હીદાયત કદી શોધી શકશું નહીં. મદીના, શાહે નજફ, કરબલા, સલમીયા, કેરો, મીડીઆ, આલમોત, કીરમાન, હસનાબાદ વગેરેની જે પાક ભૂમીઓ ગુજરેલી હીદાયતોના પવિત્ર સ્થુલ શરીરની દફનગાહ થવાને નસીબદાર નીવડી છે, ત્યાં ગુજરેલી હીદાયતોના ગંભીર સ્મરણ સિવાય, તે હીદાયતના પ્રત્યક્ષ દીદાર આપણે કદી કરી શકવાના નથી. તેમ તે જગ્યાએ, હાજર હીદાયતના મુબારક મુખથી મુક્તિના અવાજ, હવે સાંભળી શકનાર નથી. પણ, એ હીદાયતનો ચીરાગ, નકલ દર નકલ, એટલે એક ઈમામથી બીજા ઇમામમાં, એમ છેવટ, હાલ, હાજર ઇમામ, હાદીયુલ મહદી સાહેબે ઝમાન, હક મૌલાના શાહ સુલતાન મહમદશાહરૂપી શમામાં,

રોશન પ્રકાશતો આપણને નજરે પડે છે. એ હાજર ઈમામની ઈતાયત, એ ખુદાવંદ તાલાની ઇતાયત છે. અને તેજ, ખુદાનું નુર, અને હીદાયત છે. અને એ હાજર હીદાયતના ચીરાગ વગર, હુવે મકા, મદીના, અથવા કરબલામાં, અથવા બીજે કોઇ ઠેકાણે, પ્રત્યક્ષ દીદાર થવા સંભવીત નથી. અલબતા, તે ગુજરેલા હીદાયતના ચીરાગો સત્ય હતા, તેમને સત્ય કરીને નહીં માનનારા તરફ, ઈસમાઈલી ધર્મ ધીકાર દર્શાવે છે, પણ હાલ એ હીદાયતનો ચીરાગ, તેજ ચીરાગ, તેજ ખુદાઈ નુર, જે ઠેકાણે હાજર પ્રકાશે છે, તેની ઇતાયત, તેની જ તાબેદારી, તેનીજ ફરમાનબરદારી, અને તેની જ નસીહુતો પ્રમાણે ચાલવું જરૂરનું છે. તેની જ પાસેથી, રૂહાની મુક્તિનો ભેદ શીખવો જોઈએ, અને તેની જ પાસેથી, રૂહને અસલ મકાનપર પહોંચાડવાની તજવીજ શીખવી જોઈએ. એ હાજર હીદાયત, જે રસ્તા દેખાડે, તે પ્રમાણે ચાલવું જોઇએ. ઇનશાઅલ્લાહ, જરૂર, જરૂર, એ હાજર હીદાયતના ચેરાગની રોશનીથી આપણે આપણા અસલ મકાનપર પહોંચશું, તેમાં કાંઈ શક નથી. ફક્ત આપણા તરફથી, સંપૂર્ણ વિશ્વાસ, ઇમાન, દ્રઢતા તથા પુરૂષાર્થની જરૂર છે.

———:o:———

# પ્રગટ હોય, ત્યાંથી કામ સરે છે.

આજે આપણને તાવ આવે છે, તો જે કવીનાઈનના ઝાડપરથી આપણા દાદાએ કવીનાઇન કાઢી, પોતાનો તાવ મટાડયો હતો, તેજ ઝાડ હુવે હાલ હું શોધવા જાઉં તો તે ઝાડ હુવે કયાં મળે? આજે હાજર કવીનાઇનનું જે ઝાડ હોય, તેમાંથી કવીનાઇન કાઢી ખાઇએ તો આપણો તાવ મટે.

મારે દેશમાં જવું છે, તો જે આગગાડી અથવા આગબોટમાં મારો મોટો દાદો બેસીને દેશમાં ગયો હતો, તેજ આગગાડી

અથવા આગબોટમાં બેસી જવા હું ધારૂં છું. પણ હવે તેજ આગગાડી અથવા આગબોટ, કયાં મળી આવે? આજે હાજર આગગાડી અથવા આગબોટ હોય, તેમાં બેસું તો મારાથી સ્વદેશ જવાય.

મારે કપડાં પેહેરવાં છે, પણ મારી પાંચમી પેઢીનો વડીલ જે રૂનાં ઝાડમાંથી લુગડાં બનાવતો હતો, તેજ રૂનાં ઝાડમાંથી હું પણ લુગડાં બનાવીને પેહેરવાં ધારૂં છું, પણ એજ રૂનાં ઝાડ, હવે કયાં મળી આવે? હાલ જે ઝાડ છે, તેમાંથી લુગડાં બનાવી પેહેરૂં તો મારૂં અંગ ઢંકાય.

મારે ભોજન કરવું છે પણ જે ઘઉંમાંથી મારી દશમી પેઢીનો દાદો રોટલી બનાવતો, તેજ ઘઉંમાંથી હું ભોજન કરવા ઇચ્છું છું. પણ તેજ ઘઉં કયાંથી મળી આવે? હાલ જે ઘઉં હાજર હોય, તેમાંથી રોટલી બનાવું તો મારૂં પેટ ભરાય.

જે સૂરજનું તેજ, જે પાણી અને વાયુના પરીમાણુનો ઉપયોગ મારી સોમી પેઢીના વડવાઓ કરી ગયા હતા, સૂરજનાં તેજ કીરણો, અથવા પાણીના તથા વાયુના તેજ પરીમાણુ, હવે કયાં છે? તે તો સઘળાં વપરાઇ ગયાં. અલબતા, સૂરજ મોજુદ છે, વાયુ મોજુદ છે, પાણી પણ તૈયાર છે, પણ આપણી સોમી પેઢીવાળાઓના ઉપયોગમાં આવ્યાં હતાં, તેજ કીરણો, તથા વાયુ અને પાણીના તેજ પરીમાણુ હાલ નથી. પણ તેજ અસર ધરાવનારાં જુનાંને ઠેકાણે હાલનાં નવાં સૂરજનાં કીરણો તથા વાયુ અને પાણીના નવા પરીમાણુનો લાભ આપણને લેવાનો છે અને આપણે કરીએ છીએ પણ તેમજ, કારણ કે, તે વગર આપણો છુટકો નથી. પણ અજબ સરખી વાત છે કે, અંધારી બાજુવાળા ઈનસાનો પોતાના દુનીઆઇ કામને માટે, તેજ અસર ધરાવતો નવો સામાન

ઉપયોગમાં લાવવામાં, કાંઈ હઠ કરતા નથી. જે કાંઈ આગલી ચીજો, નવા આકારમાં મળે છે, તેનો લાભ લે છે. પણ મુકિતની ચીજ, જુની જ ચીજ, તેજ હીદાયતનો ચીરાગ, નવા રૂપમાં મળે છે, તો તેનો લાભ લેતા નથી. એ ફીલસુફી તેઓના મગજમાં ઉતરતી નથી. એ નસીબની વાત. બીજું શું કહેવું ? આ દુનીઆમાં, પુરૂષાર્થ કરવા માટે, ખુદાવંદ તાલાએ આપણા હાથ છુટા રાખ્યા છે. ખુદાવંદ તાલા આગલા જમાનાના લોકોને પોતાની હીદાયતનો લાભ આપી ચુકયો છે, અને તેજ હીદાયતનો નવા રૂપમાં આપણને પણ લાભ આપવા તૈયાર છે. હીદાયત, મોજુદ છે. છતાં, જ્યારે તેઓ લાભ નહીં લઇ શકે, ત્યારે હવે, તેમને માટે શા શબ્દ વાપરવા, એ નહીં સુઝવાથી, નસીબની વાત લખી છે. માટે, અંધારાની બાજુવાળા ભાઇઓને ભલામણ કરવાની ખાસ જરૂર પડે છે કે તમારી કાંઇ પણ મેહેનત વગર, ખુદાવંદ તાલાએ જે હીરો, તમારા રસ્તામાં રાખ્યો છે, જે હીદાયતનો ચીરાગ તમારે વગર માંગવે, પોતાની રહેમદીલી અને ઇનસાફી વલણને લીધે, તમારે માટે પ્રગટ રાખ્યો છે, તેનો લાભ લઈ, હીદાયત મેળવો. ગફલતીમાં કાઢી નાંખેલી ઉમર ગઇ તે ગઇ, પણ હવે પોતાની ભુલ સુધારો, આવો, એ હીદાયતનો લાભ લીઓ, અને તમારી આખરત, એટલે જીંદગીનું છેવટ સુધારો. અગર હાલ તેમ કરવાનું તમારે ગળે ન ઉતરે તો તમારા નસીબની વાત છે. બે, ચાર, પાંચ, પચીશ, સો, હજાર ફેરા ફરી ફરી, આખરે જ્યારે તે વખતે હાજર હીદાયત જે રૂપમાં હશે, તેને શરણે જશો, તેની ફરમાન બરદારી કરશો અને તેની નસીહતપર ચાલીને તમારા રૂહને, ઉંચે ચડાવશો, તો જ અસલ મકાને પહોંચશો. હાજર હીદાયતની તાબેદારી વગર, ભવસાગરમાંથી પાર ઉતરવાની આશા રાખતા જ નહીં.

હાજર જોમો છે જીવુંનો દાતાર.
તે તમે સહી, કરી જાણજો નરને નાર.
એ નર દેખી ભુલ્યા જીવ જેહ.
ગોળ અંધારે જીવ પડશે તેહ.

ઇસમાઇલી ધર્મશાસ્ત્ર.

માટે બેહેતર છે કે, આજ ખેપમાં, સોદો કરી લીઓ, આજ ખેપમાં હીદાયત મેળવો, આજ ખેપમાં, હાજર ઈમામની તાબેદારી અને બૈયત કરો, આજ ખેપમાં, નેક થઈ જાઓ. આજ ખેપમાં, ફીરસ્તા થઇ જાઓ. આજ ખેપમાં, ફના ફીલ્લાહ થઇ જાઓ અને આજ ખેપમાં, બકા બીલ્લાહ થઇ, પોતાના અસલ મકાને પહોંચી, વાસલેહક થઇ જાઓ, ખુદાવંદ તાલા જુલ જલાલહુની દરબારમાં, તેના દીદાર અને મુલાકાતનું અનંત કાળનું સુખ હાંસેલ કરો.

મૌલાના રૂમ પોતાની મસનવીની કીતાબમાં ફરમાવે છે કે

પીરરા, બે ગુઝીન કે બીપીર, ઇંસફર.
હસ્ત પુર આફત. વ ખૌફો ખતર.
આં રહી, કે બારહા, તુ રફતેઇ.
બી કલાવઝ અંદરાં, આશુફતેઇ.
પર, રહીરાકે, ન રફતસ્તી, તુ હીચ.
હીં, મર્દ, તનહા, ઝ રહબર, સર મ પીચ.
હર કે ઉ, બી મુરશદી, દર રાહ, શુદ.
ઉ, ઝ ગુલાં, ગુમરાહ, વ દરચાહ, શુદ.

**મતલબ.**

મુરશીદને શરણે જા. મુરશીદ સિવાય, આ સંસાર સાગરમાંથી, અસલ મકાન તરફ જવાની સફર, ભયંકર છે. જે વિકટ

રસ્તાઓમાં, તું જઈ આવેલ હોય, તેમાં પણ, જો ફરીથી જવું હોય, ત્યારે તને વળી રાહબર જોઇએ છીએ. ત્યારે, ખુદાના રસ્તાની આ ન જોયેલી સફરમાં, રાહબર વગર, તું પરેશાન થઈ જઇશ. ખબરદાર, એ ભાઇ, આ ખુદાઈ રસ્તામાં, રાહબર વગર માથું નહીં ઝુકાવ. જે કોઇ મુરશીદ વગર, આ રસ્તામાં ગયા છે, તે શૈતાનના સપાટામાં આવી જઇને, ગુમરાહીના કુવામાં પડેલા છે.

હાંસલ આં, કઝ ઝેહેરે નફસે દુન, ગુરીઝ.
નુશ કુન, તીરીયાકે મુરશીદ, ચુસ્તો તીઝ.
ઇં તીલસમે સહરે નફ્શ, અંદર શીકન,
સૂયે ગંજે પીરે કામેલ, નકબ ઝન.

મસનવી મૌલાના રૂમ,

**મતલબ.**

હાંસલ, છેવટ એ છે કે, નીચ નફસના ઝેરમાંથી તું ભાગી છુટ. અને જલદી જલદી મુરશીદની તીરીયાક એટલે ઝેર ન લાગે તેવી બુટી પી જા. આ નફસના જાદુનું તીલસમ તોડીને, ટુકડે ટુકડા કર અને કામેલ મુરશીદના ખજાનાને ખોદ.

---:o:---

# હીદાયતનો ચીરાગ એકજ છે.

ખુદાવંદતાલા પાક કુરાને શરીફમા ફરમાવે છે કે

**લા નુફર્રેકુ, બૈના અહદે મીનર રૂસુલ.**

**મતલબ.**

અમે કોઇ પણ રસુલોમાં કશો ફરક રાખતા નથી.

આપણા દાદા આદમ અલૈહીસ સલામથી હાલના જમાનાના ઈસમાઈલી **હાજર ઈમામ**, હાદીયુલ મહદી, સાહેબે ઝમાન, હક મૌલાના શાહ સુલતાન મહમદશાહ સુધી, કુલ અંબીઆ તથા ઈમામો, જો કે સ્થુળ દૃષ્ટિવાળા જોનારને, જુદા જુદા દેખાય છે,

તો પણ, જે મારફતી લોકો છે, જે બાતનના જાણનારા છે, જે કુરાને શરીફને સારી રીતે સમજનારા છે, જે હરેક ચીજનું મગજ જોઇ શકે છે, તે લોકોને, બધા થઇ ગએલા જુદા જુદા સ્થુળ શરીરોમાં, એક જ ખુદાનું નુર રમી રેહેલું જોવામાં આવે છે. ઉપર આપેલી કુરાને શરીફની આયતપરથી પણ બધા નબીઓની ઐકયતા જ માલમ પડશે. તેમજ મૌલાના રૂમ પોતાની મસનવી કીતાબમાં પણ ફરમાવે છે કે.

**ની દૂ બાશદ, તા તુઈ, સુરત પરસ્ત**
**પીશે ઉ યક ગશ્ત, કઝ સુરત બેરસ્ત**

**મતલબ.**

જયાં સુધી ઈનસાનને જાહેરની આંખ છે, ત્યાં સુધી, તેને હીદાયતના ચેરાગ જુદા જુદા લાગે છે. પણ જે માણસ, જાહેરની નજરથી છુટે છે, અને બાતેન જોનાર થાય છે, ત્યારે તેને એક જ હીદાયત જણાય છે.

ખુદાવંદ તાલા સરવે હીદાયતને એક જ ગણે છે. કારણ કે, સ્થુળ શરીરો જુદા જુદા હોવા છતાં, હીદાયતનો ચીરાગ એક જ છે, અને એક જ કામ બજાવે છે. પણ જે લોકો **અહુવલ**, એટલે બાડી ત્રાંસી આંખવાળા છે, તેઓ, એક ચીજને બે જુએ છે.

એક વેળા, એક શેઠે પોતાનો એક નોકર, જે **અહુવલ**, એટલે બાડો હતો, તેને કહ્યું કે, ફલાણા કબાટમાં એક શીશો પડેલો છે, તે લઇ આવ. તે નોકરે જઇને જોયું તો, તેને બે શીશા માલમ પડયા. તેણે શેઠને આવીને કહ્યું કે, બે શીશામાંથી કયો લાવું? શેઠે કહ્યું, ભાઈ શીશો એક જ છે, તું અહુવલ છે, એટલે તને એકના બે શીશા માલમ પડે છે. તે નોકરે કહ્યું, સાહેબ, તમે

મારી મશ્કરી કરો છો. શીશા બે છે. તમે મને ઠગો છો. શેઠે જવાબ આપ્યો, વારૂ, તેમ જ હોય તો, બેમાંથી તારે ગમે તે એક તોડી નાંખ અને બીજો વધે, તે લઇ આવ. નોકરે જઇને, શીશો તોડી નાંખ્યો. અને જોયું તો, બીજો શીશો મલે નહીં. શરમંદો થઇને, શેઠ પાસે આવ્યો. અને કહ્યું કે, સાહેબ મેં એક શીશો તોડી નાંખ્યો, તો બીજો ગૈબ થઇ ગયો. આ નોકરની આંખ સારી હોત, તો એક શીશાના, બે શીશા, તેને જોવામાં આવત નહીં. આ એક નાનો દાખલો છે, હવે પછી એક યહુદી રાજા, તથા તેના વજીરની વાત લખવામાં આવે છે, કે જેપરથી દ્વીતીયા ભાવથી કેટલું નુકસાન છે, તે જણાઇ આવશે.

ઇસમાઇલી ધર્મશાસ્ત્રમાં ફરમાવેલું છે કે, જ્યારે ખુદાવંદ તાલાએ સૃષ્ટિની રચનાનો વિચાર કર્યો, ત્યારે નબી મહમદ મુસ્તફાના નુરને, પોતાના નુરમાંથી, મખલુકની હીદાયતને માટે, પેદા કર્યું અને પોતાના નુરમાંહેથી ઉત્પન કરેલા પાક નબીના નુર પ્રત્યે, પોતાની જગતની રચનાની ગોઠવણ કહી સંભળાવી, તેનું ઇસમાઇલી ધર્મશાસ્ત્ર પ્રમાણે, નીચે વર્ણન આપી, આ પ્રકરણ પુરૂં કરવામાં આવશે.

**૧ એ સતગુરજી, અમે મોટપ આપી તમને.**
**૨ જ્યારે તમારી આદ ઉણીઆદથી સેવા દીઠી અપાર.**
**૩ ત્યારે, સતગુરજી, તમને અમે અમારા નુર માંહેથી સરજીઆ.**
**૪ અને ત્યાં તમારી આલનું જન્મોજન્મ ઉત્તમ કુળ મધ્યે આવશે અવતાર.**
**૫ તેને સંસાર મધ્યે, સતગુર કરી થાપશું.**
**૬ તે તો સરવે સંસારને બોધશે અપાર.**

૭ તે પરબોધનું ફરમાન તમારી આલને અમે આપીઉં.
૮ સતગુરજી, તમારી આદ ઉણીઆદથી સેવા જાણી અપાર.
૯ તમારી આલમાંહે, કઇક એવા થાએશે.
૧૦ જેથી અનેક જીવુંના થાએશે ઉદ્ધાર.
૧૧ તે તો, કઈક પામર જીવને ધરમ મારગ દેખાડશે.
૧૨ સેવા બતાવશે તે ગુરનરની અપાર.
૧૩ તમે, સતગુરજી, ને અમે, એક છઇએ.
૧૪ તે માંહે અંતરો નહીં લગાર.
૧૫ બીજો સંસાર તો પામર જીવ છે.
૧૬ સતગુરજી, તે તો તમારી શફાઅતના ઉમેદવાર.

---

# પ્રકરણ બીજું.

—:o:—

# દ્વીતીયા ભાવ અને હસદ.

—:o:—

## યહુદી બાદશાહ તથા તેના મકરબાજ વજીરની વાત.

અગાઉના જમાનામાં યહુદી લોકોમાં, હજરત મુસાનો દીન પાળનાર બાદશાહ થઇ ગયો છે. તે પાદશાહ, ધર્મની બાબતમાં, અહુવલ, એટલે દ્વીતીયા ભાવવાળો હતો. તેને ફીલસુફીનું ખરૂં જ્ઞાન નહીં હતું, તેથી હીદાયતના ચીરાગને જુદા જુદા કરીને જાણતો હતો જે જમાનાની આ વાત છે, તે વખત ઇસા નબીનો હતો. નબુવતનો ચીરાગ, હજરત ઈસામાં પ્રકાશતો હતો. અને હજરત મુસાનો જમાનો વીતી ગયો હતો. ઇલ્મે હકીકત સૂચવે છે કે, જે વખતે, હીદાયતનો ચીરાગ, જ્યાં પ્રકાશતો હોય, તેના ઉપર, પોતાના રૂહના છુટકારાની ઉમેદ રાખવી અને તેની પાસેથી, નજાત એટલે છુટકારાની રાહ મેળવવી. અગાઉ થઇ ગએલા હીદાયતના ચીરાગ બધા ખરા છે. તેમના વખતમાં તેઓની તાબેદારી કરનારે પોતાનો છુટકો મેળવ્યો છે. જે વખતમાં હીદાયતના સૂર્યના જે કીરણો પ્રકાશ આપી રહ્યાં હોય, તેમાંથી ગરમી મેળવી, પોતાના રૂહને પરીપકવ કરવો. હજરત મુસામાં, હજરત ઇસાનો જાન છે અને હજરત ઇસામાં, હજરત મુસાનો જાન છે, અર્થાત, અસલમાં બંનેની એક જ ગાદી છે. અને એક જ કામ છે, અને પોતાના હુદ્દાની રૂએ, એ બંને એક જ છે. આ યહુદી બાદશાહ, ખુદાના રસ્તામાં,

દ્વીતીયા ભાવ રાખતો હતો. ખુદાના રસ્તામાં, અહુવલ, એટલે એક જ ચીજને બે તરીકે જાણુનારો હતો. હજરત મુસા અને હજરત ઇસાને, જુદા જુદા જાણતો હતો અને હાજર હીદાયતને ઓળખી શકયો નહીં, તેથી, જો કે હવે જમાનો હજરત ઇસાનો આવ્યો હતો, છતાં, તેનો નવો ધર્મ લેખી, ઇસાઇ લોકોને દુઃખ આપવામાં પુન્યનું કામ સમજતો હતો. હજરત ઇસાના ધર્મ ઉપર તેને ગુસો તથા બળતરા થતી હતી. ગુસો અને અજ્ઞાનતા, માણુસને દ્વીતીયા ભાવવાળો બનાવે છે. ઇનસાન ઉપર જ્યારે કોઇ નફસાની ગરજ હુમલો કરે છે, ત્યારે તેને સત્ય વસ્તુ સુઝતી નથી. તેના રૂહ માટે, સચાઈ રહેતી નથી. કાઝી જ્યારે લાંચ ખાય છે ત્યારે ઝાલેમ અને મઝલુમને ઓળખી શકતો નથી. રૂહ મીસાલ કાજી છે, જ્યારે તે નફસાની ગરજમાં ફસાય છે ત્યારે તેને સીધો રસ્તો હાથ લાગતો નથી. આ બાદશાહ ઇસાઇ લોકોને હેરાન કરવામાં, પુન્ય અને પોતાની મતલબ સમજતો હતો. ઇસાઇ લોકો ઉપર સખત કીનો ધરાવતો હતો. તે કીનાને લીધે, એવો અહુવલ બની ગયો કે (પનાહ ખુદાવંદની) તેણે લાખો ઈસાઇ મઝલુમ મોમનોને મારી નાંખ્યા. અને આવા આવા સીતમ કરવા ઉપરાંત, એમ કહેતો હતો, કે હું દીનનો પુસ્તપનાહ એટલે મદદગાર છું. ખરેખર પુછતાં, તે બે અકલ, ગુમરાહ, તથા જુઠો હતો. જે દીન હજરત મુસાનો હતો, તેજ દીન હજરત ઈસાનો હતો. હાજર નબુવત હજરત ઇસામાં હતી. પણ આ દ્વીતીયાભાવ વાળો બાદશાહ હજરત ઈસાના દીનને જુદો તથા નવો દીન ગણીને, ઇસાઇ લોકોમાં જુલમનો વરસાદ વરસાવવા લાગ્યો. અને પોતાની બે અકલીથી, જે ઇસાઈ કોમ, સુખચેનમાં, આત્માની શાંતી સાથે, રહેતી હતી, તેમાં ત્રાસ ઉત્પન્ન કર્યો.

ઇસાઇ લોકોને મારી નાંખનાર, આ મુસાઇ બાદશાહનો એક વજીર, મોટો રાહુમાર, અને ફરેબી હતો. તેણે બાદશાહને કહ્યું, ઓ બાદશાહ, તમે હજરત ઇસાને માનનારા સર્વે લોકોને, કઇ રીતે મારી શકશો ? ઘણા જણા પોતાનો દીન તમારાથી છુપાવી રાખશે. ઈમાન, એ કાંઇ કસ્તુરી જેવી ચીજ નથી અથવા સુખડ જેવો પદાર્થ નથી જેની વાસ તમને આવી શકે. તમે જ્યારે ઇસાઇ લોકોને પુછશો, ત્યારે તેઓ જુઠું બોલી, છટકી જશે. જાહેરમાં, મુસાઇ તરીકે પસાર થશે, અને બાતનમાં, પોતાના દીન પ્રમાણે ચાલશે, અને ઘણા જણા, એવા બચી જશે, કે જેઓ, અંદર ખાનેથી ઈસાઇ છે. બાદશાહે તે વજીરને પુછ્યું, કે ત્યારે તું બતાવ, શી તદબીર કરવી, કે જેથી ઇસાઇ દીન જડ બુનીયાદથી ઉખડી જાય. અને ઈસાના દીનને માનનાર એકપણ આ દુનીયાની સપાટી પર રહેવા ન પામે. અને નસરાની, એ શબ્દ પણ આ દુનીઆમાં ન સંભળાય. તે વજીરે જવાબ આપ્યો, ઓ પાદશાહ, તમે મારા કાન અને હાથ કાપી નાંખો. અને મારૂં નાક, તથા મારા હોઠ ચીરી નાંખો અને કડવા હુકમની સાથે, મને શૂળીની નીચે લઇ જાઓ અને કોઇ સીફારસ કરનારને મુકરરર કરો, કે તે મને શૂળીપર ચડવા ન આપે. આ બધું કામ, જાહેર ચૌટામાં બજાવજો. આખર, મને શૂળી ન આપતાં, શેહેરમાંથી બહાર કાઢી મુકજો. ઓ બાદશાહ, પછી તમે જોશો કે, હું એ ઇસાઇ લોકોમાં કેવા કેવા ફીતના નાખુંછું. તે દીનના માણસોને શૈતાનની માફક ફોસલાવી ફોસલાવીને, તારાજ કરીશ, હું તેઓમાં એવા ફીતના કરીશ કે કે નસરાનીની જડ બુનીયાદ ઉખેડી નાંખીશ. હું તેમને, એવી રીતે મારીશ, કે મારી નાંખવાની મેહેનત કર્યા વગર તેઓ પોત પોતામાં કપાઇ મરશે. મારી હીકમત એ છે કે,

હું તેઓમાં, આવી હાલતમાં, જઇશ, અને તેમને, તેઓનો દીન વધારવાનો ડોળ દેખાડીશ. જ્યારે તેઓ મને પોતાના દીનમાં ચુસ્ત ગણશે, અને પોતાનો દીન વધારનાર સમજશે, ત્યારે હું તેઓમાં એવા ફીતના નાંખીશ, કે એક બારગી શૈતાન ઈબલીસ પણ અજબ થશે, કે આવી યુક્તિ મને ન સુઝી. હું નસરાની લોકો સાથે એવું કરીશ, કે જેનો ચીતાર અથવા બયાન, હું હમણા આપી શકતો નથી. જ્યારે તેઓ મને પોતાનો ખેરખાહ જાણશે ત્યારે એક નવી જાતની જાળમાં, તેઓને ફસાવીશ. હું તેઓમાં હજારો જાતના ફીસાદ પેદા કરીશ તેઓ પોતપોતામાં લડી મરે, એવી યુક્તિ હું વાપરીશ. હવે આ કરતાં વધારે, હાલ વેળા હું કાંઈ કહી શકતો નથી. બને ત્યારે, પ્રત્યક્ષ જોઇ લેજો.

બાદશાહે વજીરની સલાહ પ્રમાણે તેના કાન તથા હાથ કાપી નાંખ્યા, તેના નાક તથા હોઠ ચીર્યા, અને શૂળીની નીચે, તેને મોકલાવ્યો. વજીર સાથે કરેલા ઠરાવ પ્રમાણે, એક સીફારસ કરનાર મુકરરર કર્યો. તેણે શૂળી પાસે જઇ, વજીરને વાસ્તે સીફારશ કરી કે તે વજીરને શૂળી ઉપર ન ચડાવતાં, તેને શેહેર બહાર કાઢી મુકવો. તેની સીફારશ કબુલ કરવામાં આવી, અને તે વજીરને મુલક બહાર કાઢવામાં આવ્યો–ત્યાર પછી, તે વજીર નસરાની લોકોના રહેઠાણ ભણી ગયો, અને એક જગ્યાએ એક ઝાડની નીચે જઇ બેઠો. નસરાની લોકો, વઝીરના આવા બુરા હાલ જોઈ, તેની પાસે એકઠા થયા અને તેની આવી હાલત થવાનું કારણ પુછ્યું. તેણે ઇસાઈઓને કહ્યું કે, હું અસલમાં ઇસા નબીને માન-નાર નસરાનીનો છોકરો છું. હું ચુસ્તપણે ઇસાઈ દીન પાળનાર છું, ગૈબનો જાણનાર ખુદાવંદ મારી વાતની સત્યતા ખુબ જાણે છે. હું બાદશાહની નોકરીમાં હતો, તે પાદશાહ ઈસાઈ મઝબનો દુશ્મન

હતા, અને ઈસાઈ લોકો ઉપર જુલમ ગુજારતો હતો, તેથી હું છુપી રીતે, મારા ધર્મની ક્રિયાઓ કરતો હતો. પરંતુ રફ્તે રફ્તે, બાદશાહને મારા દીનની ખબર પડી ગઇ. પાદશાહ ચુસ્ત મુસાઈ હોવાથી, પોતાના દીનની હીમાયત કરવા ખાતર, મારૂં ખુન કરવાનો ઠેરાવ કર્યો. હું તકીયાને ખાતર, તેની પાસે જુઠું પણ બોલ્યો. પણ તેણે મારી વાત માની નહીં. મારા ઉપર તેને પુરતો શક આવ્યો. બાદશાહે મને કહ્યું કે, તારી ચીકણી ચીડી વાતો હું માનનાર નથી. મેં પ્રત્યક્ષ જોયું છે કે, તું ઇસાને માનનાર છે. તો હવે તારી બનાવટની વાતો કેમ સાંભળું? તે બાદશાહે મને મારી નાખવાને માટે શૂળી પાસે મોકલ્યો. ભાઇઓ, હજરત ઈસાના આત્માની મારા ઉપર મેહેરબાની થઈ કે, હું જીવતો બચ્યો, નહીં તો, બાદશાહ મને મારી નાંખીને ટુકડે ટુકડા કરત. તો પણ મારા આવા બદહાલ કરીને, મને શહેર બહાર કાઢી મુકયો. હું તો હજરત ઈસા ઉપર ફીદા છું. મારી જાન, તેના નામપર કુરબાન છે. હું જાન આપવા તૈયાર છું. માથું આપવાને રાજી છું. પણ હું હજરત ઈસાના ધર્મમાં ઘણો હુશીયાર છું, તેથી હજરત ઇસા તરફથી પોતાના દીનનો વધારો કરવાનો મને હુકમ થયેલ છે. મને અફસોસ છે કે, મારા મરવાથી આ પાક દીન એમ જ રહી જશે, તેનો વધારો નહીં થાય અને કોઇ આલેમ નહીં હોવાથી તે પાક દીન બરબાદ થઇ જશે. હું નસરાની દીનનો રાહનુમા છું. તથા એદીનની રાહનુમાઇની ખીદમત ખુદાવંદ તાલાએ મારા ઉપર રાખી છે. શુકર છે, ખુદાવંદના તથા હજરત ઇસાના, કે તે ઝાલમ બાદશાહના પંજામાંથી છુટયો છું. આ જમાનો હજરત ઇસાનો છે. ઓ ભાઇઓ, તમે રોજ મારી પાસે આવજો, અને હજરત ઇસાના દીનની નસીહતો મારી પાસેથી સાંભળજો.

જ્યારે નસરાની લોકોએ, દીનને ખાતર, તેના આવા હાલ થયેલા જોયા, અને તેને પોતાના દીનમાં ચુસ્ત જોયો, ત્યારે તેના બુરા હાલ ઉપર દયા લાવી પોતાની આંખોમાંથી આંસુ પાડયાં, અને તેને માટે તરસ ખાવા લાગ્યા.

આ દુનીઆમાં હુસદની વાત આવી છે. હુસદને લીધે તે વજીરે પોતાના કાન તથા હાથ કપાવ્યા. પોતાના નાક તથા હોઠ ચીરાવ્યા. પોતાની જીંદગી બરબાદ કરી. આવી રીતે પોતાના શરીરના હાલ બે હાલ કરીને પણ બીચારા નિર્દોષ ઇસાઇ લોકો જેઓ શાંતપણે પોતાના દીન પ્રમાણે ચાલ્યા જતા હતા, તેમાં પ્રીતના અને ખલેલ નાંખવાની બાજી રચવા લાગ્યો. કોઇ એક કોમ, એશ આરામથી, શાંતપણે, પોતાના ધર્મ ઉપર આસ્થા રાખી, ચાલતી જાય છે, તેમની શાંતીમાં ખલલ નાંખી, તેઓમાં પ્રીતના ઉભા કરાવવાને, હુસદને લીધે, જે ઇચ્છા રાખે છે, તેમનાથી વધારે લાનત ભરેલું કામ ઇબલીસ શૈતાન પણ શું કરી શકવાનો હતો? શૈતાનનું છેવટનું કામ એ જ છે કે, ધર્મમાં અને શાંતીમાં રહેતા માણસોમાં, વસવસા ઉભા કરી, તેમને બરબાદ કરવા. જે માણસો, આવી રીતે, કોઇના દીનમાં અને શાંતીમાં ખલલ નાંખી, શૈતાનનું કામ કરે છે, તે શૈતાનના મુરીદ છે.

———:o:———

# કુરાને શરીફમાં ફરમાવેલું છે કે,

કુલ અઉઝુ, બે રબ્બીન નાસે, મલેકીન નાસે, ઇલાહીન નાસે, મીન શરરીલ વસવાસીલ ખન્નાસીલ લઝી, યુવસવેસુ, ફી સુદુરીન નાસે, મીનલ જીન્નતે, વનનાસ.

મતલબ.

તું કહે કે હું માણસોના પેદા કરનારની પનાહ માગું છું. જે માણસોનો પેદા કરનાર મઅબુદ છે. તેને શરણે જાઉ છું. કે તે વસવસા ઉત્પન્ન કરાવનાર, ગુપ્ત રહેનાર શૈતાનની દુષ્ટતામાંથી મને બચાવે. એવા શૈતાનો, જે માણસોના દીલમાં વસવસા ઉભા કરે છે. તે જીન તથા માણસોમાંથી પણ હોય છે.

કુરાને શરીફની આ આયત ઉપરથી માલમ પડે છે કે, શૈતાનનું કામ જીન અને ઈનસાન જાત બજાવે છે. શૈતાનને અદ્રષ્ય કેમ માનવામાં આવે છે. પણ ખરૂં પુછતાં, એમ નથી. જે કોઈ ખુદાવંદના અને નીતિના રસ્તામાંથી ઈનસાનને વિમુખ કરે છે, લોકોની શાંતીમાં ખલલ નાંખે છે, માણસોમાં ફીતના પેદા કરે છે, તેજ ખરેખરા શૈતાન છે.

———:o:———

# કુરાને શરીફ સુરે બકર.

## લા તુફસેદૂ, ફીલ અરઝે.

મતલબ.

આ દુનીઆમાં, ફીતના ઉત્પન્ન નહીં કરો.

ખુદાવંદ તાલા ફીતના ઉભા કરવા ચોખી મનાઈ ફરમાવે છે અને ફીતના ઉભા કરનારને, શૈતાનનું વાજબી લકબ આપે છે.

હવે તે વજીરની વાતપર પાછા આવીએ,

લાખો નસરાની લોકો, થોડા થોડા થઈને, તેની પાસે એકઠા થવા લાગ્યા. તે તેઓને ઈંજીલ કીતાબનું વર્ણન સંભળાવતો હતો. જાહેરીમાં ખુદાના હુકમનું બયાન કરતો હતો, પણ બાતનમાં જાનવરોને ફસાવવાની જાળ પાથરતો હતો.

જુઓ કોમની તકલીદ, એટલે દેખાદેખી કરવી. તમામ નસરાની લોકો, થોડા થોડા કરીને, તેની પાસે આવી, તેનાપર ફીદા થઇ ગયા. કોઇ નહીં પુછતું હતું કે, એ ભાઇ કોણ છે, અને ખરેખરી શું મકસદ ધરાવે છે. એક જણે તેની વાતને કાન આપ્યો, તો બીજાએ પણ આપ્યો. અને એ પ્રમાણે, વજીર નાચીઝરૂપી મરકીના ચેપના ઝપાટામાં, ઘણાખરા નસરાની લોકો આવી ગયા તકલીદી લોકોની બુદ્ધિ, ફક્ત ઘેટા જેવી હોય છે, એક ઘેટું ખાડામાં પડયું, તો બધાએ પડવું. બીજા બધાના ખાડામાં પડવાનું કારણ એકે, એક ઘેટું શા માટે પડયું? ખરો વિચાર કરવાની શી જરૂર હોય? દુનીઆ જાય, દીન જાય તોપણ તકલીદ એટલે દેખાદેખી કરવી. મૌલાના રૂમ જેવા મહાપુરુષો, ઈનસાન જાતની તકલીદ એટલે દેખાદેખી ઉપર, અફસોસ કરે છે, કે માણસજાત આટલા બધા બુદ્ધિબળ છતાં, ફકત દેખાદેખી કરી, કદી પાછા બહાર નહીં નીકળાય, એવા અગાધ ખાડામાં કેમ પડે છે? તેઓની વિચાર શક્તિ તથા બુદ્ધિબળ કયાં સુઈ જાય છે? આ દુનીઆમાં ઘણે ઠેકાણે અનુભવ કરી જોવાથી માલમ પડે છે, કે કોઈ વકતા, ઝબાનનો ઘણો ફસીહ એટલે વાકય ચપળતાવાળો, મનોરંજક ખુશ કારક બયાન કરનારો હોય, તો તે જો શૈતાની ખાસીયત ધરાવનાર હોય તો, પોતાની શીરીન ઝબાની મારફતે, લાખો મણ ઝેર સાંભળનારાઓના દીલમાં રેડી શકે છે. ફકત શરત એટલી છે કે, સાંભળનારા લોકો, તકલીદી એટલે દેખાદેખી કરનારા, ભોળા ઘેટા જેવા હોય, અને સાર અસારની તુલના કરવાની બુદ્ધિ કલોરોફોર્મ સુંઘીને બેહેર મારી ગઈ હોય. ઇનસાનને ઘટારત છે કે જો કોઈ વકતા, તેની ઝબાનની ફસાહત મારફતે, પોતાના ધર્મથી વિરૂદ્ધના સિદ્ધાંતો દાખલ કરવાની તજવીજ કરે, તો ખુદાવંદતાલાએ, જે બુદ્ધિ તેઓને બખશી

છે, તેનો ઉપયોગ કરી, ખુબ સાવચેત રહી, તેવા શૈતાનોના સપાટામાં આવવું નહીં.

નમન નમન મેં ફેર હૈ
બોહોત નમે નાદાન
દગલબાજ, દુના, નમે
ચીત્તા, ચોર, કમાન

મતલબ.

નીચે લખેલી છ પ્રકારની વસ્તુઓ, બહુ નમનતાઇ દેખાડે છે, તે જોઈને ભુલવું નહીં. તેમની નમ્રતા ઈનસાનને પ્રાણઘાતક છે. એક નાદાન, બીજો દગલબાજ, ત્રીજો નીચ, ચોથો ચિત્તો વાઘ, પાંચમો ચોર, અને છઠ્ઠી કમાન. તેઓની નમ્રતા દેખી ભુલવું નહીં.

જે જે કોમોમાં, આ વજીર જેવા ચાલાક મક્કાર લોક દાખલ થાય છે, તેઓ હુસદ અને આપ સ્વાર્થને લીધે, તે કોમને પોતાના સપાટામાં લઈ, આખરે તેને બરબાદ કરે છે. હુશીયાર અને અનુભવી લોકો, તેવા ખુશ ઝબાનના સપાટામાં આવતા નથી પણ આ દુનીઆમાં બધા માણસો અનુભવી નથી. વળી કેટલાક વેપારની બાબતમાં અનુભવી હોય, પણ ધર્મ બાબતમાં એક અજ્ઞાન બચ્ચાં જેવાં હોય છે. વળી કેટલાક માણસો.

Penny wise and pound foolish.

મતલબ.

પેનીની એટલે એક આનાના ડાહ્યા, અને પાઊંડ એટલે પંદર રૂપીયાના મુરખા; એવા પણ હોય છે. નજીવી બાબતમાં બહુ જ ડહાપણ દેખાડે. પણ ખરેખરો ખેલ હોય, જીંદગીની હારજીત હોય, તેમાં એવી મુરખાઈ દેખાડે છે, કે સાધારણ સમજનું માણસ પણ, તેની આ વખતની મુરખાઇ જોઇ અજબ થાય છે. બધા

પ્રકારના અજ્ઞાનીનો સામટો સરવાળો કરીએ, તો સેંકડે નેવુ ટકા, બીન અનુભવી માણસો નીકળે છે. સેંટોનીન તથા શાકરને સરખાં ગણે છે. જોકે સેંટોનીન એક ઝેહેર છે, અને શાકર એક પુષ્ટિકારક સ્વાદિષ્ટ ખોરાક છે. દરેક જણ સત્ય અસત્ય વસ્તુની પરીક્ષા કરી શકતું નથી. સૂચના કરવાની ખાસ જરૂર છે કે, આ વાતમાંના તકલીદી ઇસાઇ લોકો, વઝીર મકકારના સપાટામાં આવી ગયા તેમ કોઇ શૈતાની ખસલત ધરાવનાર, કોમમાં તફરકા પડાવનારની ઝબાન, ગમે તેટલી ખુશ તથા શીરીન હોય, ગમે તવા દાખલા તથા દલીલ લાવી શકવાની શક્તિ ધરાવતો હોય, તોપણ તેમની બુનીયાદ એટલે પાયો પ્રીસાદ ઉપર રચેલો હોય, તો પુરતો વિચાર કર્યા સિવાય, તકલીદ એટલે દેખા દેખી કરી, તેને તાબે થવું નહીં મૌલાના રૂમ પોતાની મસનવી નામની કીતાબમાં ફરમાવે છે.

**ચું બસી ઇબલીસ, આદમ રૂઇ, બે બસ્ત.**
**પસ, બહર દસ્તી, ન શાયદ દસ્ત દાદ;**
**ઝાંકે સૈયાદ આરદ, બાંગે સફીર.**
**તા ફરીબદ મુર્ગરા, આં મુર્ગગીર;**

**મતલબ.**

આ જગતમાં, ઘણા ઇબલીસ આદમની સુરતના છે. જેઓ સુરતમાં ઇનસાન છે, અને કામ ઈબલીસના કરે છે. માટે હરકોઇના હાથમાં હાથ દેવો, એટલે હરકોઈની બૈયત કરવી મુનાસબ નથી. એવા શૈતાન માણસો એક પારાધી જેવા છે. જાનવર તથા પક્ષીઓને પકડવા માટે, તેમના જાતભાઈઓના અવાજ ધારણ કરે છે, અને તેવા અવાજથી શીકારને પોતાની પાસે ખેંચી, પછી તેમના પર જાળ નાંખે છે. અને તેમને ફેરબ દઇ, તેમનો શીકાર કરી નાંખે છે.

આવા શૈતાન માટે નીચે લખેલો સંસ્કૃત શ્લોક ધ્યાન રાખવા જોગ છે.

दुर्जनः प्रियवादी च नैतद्विश्वास कारणम् ।
मधु तिष्ठति जिह्वाग्रे, हृदये तु हलाहलम् ॥
मणिना भूषितः सर्पः किमसौ न भयंकरः ।
दुर्जन परिहर्तव्यो विद्ययालंकृतोऽपि सन् ॥

મતલબ.

દુરીજન, જો કે મીઠું બોલનારો હોય, તોપણ વિશ્વાસને પાત્ર નથી. એવા દુરીજન લોકો, જીભના ટેરવાપર મધ જેવા છે, પણ દીલ ઉપર તેઓની અસર, હળાહળ ઝેર જેવી છે. દુરીજન જો કે વિદ્યાથી શણગારેલો હોય, તોપણ, તે તજવા લાયક છે. જેમકે સાપ, જે મણીથી સણગારેલો હોય, તે શું ભયંકર નથી ?

તે નસરાની લોકોએ, પોતાના દીલમાં, તેની મોહબ્બતના બી વાવ્યાં અને તેને હજરત ઇસાનો નાયબ એટલે જાનીશીન ધાર્યો. ખરૂં પુછતાં, તે એક આંખવાળો કાણો દજ્જાલ (દહીંત કાળીંગો) હતો. હજરત ઇસાનો ગાદીનીશીન કયારે હતો ?

---

# નીઅમલ મૌલા, વ નીઅમન નસીર.

## ઇસમાઇલી પ્રાર્થના પુસ્તક.

મતલબ.

એ ખુદાવંદા, તું અમારો સારો માલેક અને સારો મદદગાર છે.

એ ખુદાવંદા, અમારી ફરીયાદ રસી કર. તું અમારો સારો મદદગાર છે. એ ખુદાવંદા, તું અમોને આવા ફરેબથી બચાવ. એ બારીતાલા, દુનીઆના મામલામાં લાખો દામ એટલે ફાંસા એવા છે કે,

જેમાં હરપળે ફસાઇ જવાની અમોને ધાસ્તી છે. અગર સીમુર્ગ હોય, તોપણ તારી હીદાયત વગર, તેને ફસાઇ જવાની ધાસ્તી છે. યા ખુદાવંદા, તુંજ અમોને હર દામ, એટલે ફાંસામાંથી છોડાવે છે. અને અમે ફરીને તેજ દામમાં ફસાઇ પડવાને દોડીએ છીએ. અમારા ધ્યાન પ્રમાણે અમે સારાં કામ કરીએ છીએ. અમારા ધ્યાન પ્રમાણે, અમારા થેલામાં અમે ઘઉં ભરીએ છીએ પણ નફસનો ઉંદર તેમાં પડીને એ બધું એકહું કરેલું અનાજ ખાઇ જાય છે. આવી રીતે, અનાજ એકહું કયાંથી થાય? અમે આટલી ઉમર સુધી, ચાલીશ ચાલીશ વરસ, ઘઉં એકઠા કર્યા છતાં, કોથલામાં બાલાંશ એક દાણો પણ નથી. બારીકીથી તપાસ કરીએ છીએ, તો માલમ પડે છે કે નફસ રૂપી ઉંદરે તેમાં સુરંગ લગાવી છે અને તેણે પોતાના દાવ પેચથી, અમારૂં એકહું કરેલું તબાહ કરી નાંખ્યું છે. ઓ ખુદાવંદા, એવા નફસ રૂપી અંદરના શૈતાન, અને દીનભ્રષ્ટ કરનાર, ગુમરાહ કરનાર બાહારના શૈતાનથી, તું અમોને બચાવ. બાહારના શૈતાન અને નફસ, શૈતાને અંદરૂની, કદમ કદમપર, હજારો ફાંસા લગાવે છે, પણ જો તારી નીગેહબાની હોય, તો અમને કાંઇ ગમ નથી.

ચે ગમ દીવારે ઉમ્મતરા,
કે દારદ ચું તો પુસ્તીબાન.
ચે બાક, અઝમૌજે બહર આંરા,
કે બાશદ, નુહ, કીશ્તીબાન.

ગુસ્લતાને સાદી.

### મતલબ.

ઓ હીદાયતના ચીરાગ, અમોને તારો વસીલો છે, તો ઉમ્મતની ભીંતને કાંઇ નુકશાન થનાર નથી. જે માણુસ નુહનબીની

કીશતીમાં સવાર હોય, અને નુહનબી જેની કીશ્તીનો કપ્તાન હોય, તેને દરીઆના મોજાની શું ધાસ્તી હોય?

જીસ કીસીકું હુસદ આયા.
એક પલ નહીં ઉસકું સુખ.
ઉને દુનીઆ મેં આપ કારને.
મુલ લીયા સબ દુઃખ.

ઈસમાઈલી ધર્મશાસ્ત્ર.

ઇબલીસ શૈતાન, હુસદને લીધે, ખુદાવંદ તરફથી લાનત પામ્યો અને હુસદને લીધે જ, હુજી સુધી, આદમનાં બચ્ચાં સાથે તેને વેર છે. હુસદને લીધે જ ખુદાવંદની દરબારમાંથી મરદુદ થઇને નીકળ્યો આત્મ જ્ઞાનની વિદ્યામાં હુસદ કરતાં વધારે બુરી ચીજ કોઇ નથી. હુજારો ખાનદાન હુસદથી બરબાદ થાય છે. અને શાહુબાઝ જેવા માણસ, કાગડાની તોલના થઇ જાય છે. મરતબા અને માનદાર માણસો, હુસદને લીધે નાચીઝ અને બેકદર થઇ જાય છે.

મૌલાના રૂમ પોતાની મસનવી કીતાબમાં ફરમાવે છે કે,

## કુલુબુલ મૌમનીન અરશુલ્લાહે તઆલા,

### મતલબ.

મુમનનું દીલ, એ ખુદાવંદ તાલાની અરશ કુરશીની જગા છે. અર્થાત, મુમનનું દીલ, એ ખુદાવંદની યાદદાસ્તનું મકાન છે.

ખુદાવંદને બીરાજવાની જગ્યામાં, હુસદરૂપી કચરો ભરી રાખવો યોગ્ય નથી. આપણે જ્યારે કોઇ અમીર ઉમરાવને આપણે ઘેર મેહેમાની, માટે, આમંત્રણ કરીએ છીએ ત્યારે બધી ખરાબ વસ્તુઓ વાળી ઝાડી કાઢી નાંખીએ છીએ. અને બની શકતી સારી ચીજોથી, તે મહેમાનીની જગાને સણગારીએ છીએ. તો ખુદાવંદ તાલાના તખ્તની

જગ્યા, ખુદાવંદ તાલાને મેહેમાની માટે બીરાજવાની જગ્યા, તેમાં હસદરૂપી મેલ બીલકુલ રાખવો જોઈતો નથી. હસદ તથા તે સિવાય બીજા દુર્ગુણોના કચરા આપણા દીલમાં ભર્યા હોય, ત્યાંસુધી આપણા દીલરૂપી ખુદાઇ તખ્તગાહ ઉપર, ખુદાવંદતાલા મેહેમાની માટે પધારે, અથવા એવા દીલની આરશી ઉપર ખુદાવંદનું નુર ચમકે, એવી સ્વપ્ને પણ આશા રાખવી નહીં. જ્યાં સુધી ધર્મ અને નીતિ વીરૂદ્ધ, કોઇ પણ જાતની બદી, દીલમાં છે, ત્યાં સુધી દીલમાં ખુદાવંદનો વાસો થાયજ નહીં. એવાં કચરાવાળાં દીલ બાદ કરતાં પણ, ખુદાવંદને પધારવાને માટે, દુનીઆમાં બીજાં ઘણાં દીલ છે, અને ખુદાવંદનું રાજ્ય ઘણું મોટું છે. ખુદાવંદતાલા, પાક, પરવરદીગાર, નિર્મળ, અને સફાઇના ગુણવાળો છે. તે ધર્મભ્રષ્ટ પાપી અંતઃકરણમાં જાહેર થવા દુરૂસ્ત ધારતો નથી, અને જ્યાં કોઇપણ પ્રકારનું પાપી દીલ છે, તે દીલમાં ખુદાનો વાસો બીલકુલ નથી, એમ નિશ્ચે સમજવું.

આ યહુદી વઝીરની બુનીયાદ હસદની હતી. પોતાના નાક, કાન, એટલા માટે ખોયાં કે તે પોતાના ડંખનું ઝેર, પેલા સુખમાં રેહેતા નસરાની લોકોમાં ફેલાવે. જે માણસ હસદથી કુવો ખોદે છે, તે પોતાના નાક તથા કાન, પેહેલાંથીજ ખુએ છે.

ખરાબી હુએ હસદ કરને હારકું
વએ તો આપે હસદથી હોવે ખરાબ
હસદથી વએ જલતા રહે વે
જયું આગથી દેખો જલે કબાબ.

ઇસમાઇલી ધર્મશાસ્ત્ર.

ઓ ભાઇઓ, આ રાહમાર વજીરની માફક, રાહ મારવાની તૈયારી નહીં કરો. લોકોને પોતાના દીનથી બેદીન કરવાનો ધંધો

નહીં લઇ બેસો. જેઓ બીચારા સીધે રસ્તે ચાલ્યા જાય છે, તેઓને ઉંધે રસ્તે દોરવાની તજવીજ નહીં કરો. જુઓ આ ઉંધો રસ્તો છે.

આ વજીર પોતે તો કાફર હતો, એટલે ધર્મ શું ચીજ છે, તેની મૂળ મતલબ નહીં સમજતો હતો. અને દીનપર સીધી રીતે ચાલ્યા જતા, નેક લોકોને ઉંધે રસ્તે ચડાવવા તૈયાર થયો. ઈસાઈ લોકો જે પોતાના તરીકામાં તે વખતની હાજર હીદાયત ઉપર ચાલતા હતા, તેમને આફતમાં નાંખવાની તજવીજ કરતો હતો. જે લોકો હુશીયાર હતા, જેઓએ દુનીઆની સરદી ગરમી અજમાવેલી હતી, જે લોકો દુનીઆનું ખારૂં મીઠું ચાખી ચુકેલા અનુભવી હતા, તેઓ તે વજીરની ખુશ ઝબાનીની સાથે, ઝેર મળેલું હતું, તે જોઇ શકતા હતા અને તેવા લોકો, તેનાથી સેંકડો ગાઉ દુરજ રહ્યા હતા. તેઓ તેના પાપી ફાંસામાં આવ્યા નહીં. તે વજીર પોતાની જબાનરૂપી શાકરમાં હસદનું ઝેર નાંખી, અજ્ઞાન લોકોને પીવરાવવા લાગ્યો, અને મીઠી મીઠી વાતો મારફતે, તેમનામાં ફીસાદ દાખલ કરતો ગયો. હસદવાળા નીચ લોકોની મીસાલ, એક કચરાના ઉકરડા ઉપર, ખુશનુમા પુલ જેવી છે. તે પુલ પાસે જતાં, ઇનસાન, મળમુત્ર અને કચરામાં ખરડાઇને ખરાબ થઇ જાય છે. બીજી મીસાલ, તેઓ આગ જેવા છે. આગ, દેખાવમાં ખુશનુમા હોય છે, પણ તેની અસર નાશકારક છે. જે માણસ તેમાં પડે, તેને બાળીને ખાક કરે છે. શેખશાદી પોતાની ગુલસ્તાન નામની કીતાબમાં ફરમાવે છે કે,

ગબર, ગર, સદસાલ, આતશ ફરૂઝદ
દરઆંદમ કે, અંદરઆં ઉફતદ, બે સુઝદ

મતલબ.

કોઈ આતશ પરસ્ત, અગર સો વરસ આતશની પુજા કરે, અને

સો વરસ આતશને જીવતો રાખે, તોપણ જે વખતે, તે આતશની અંદર પડી જાય છે, તેજ વખતે, આતશ તેને બાળી નાંખે છે.

હુસદખોર, દીનભ્રષ્ટ કરનારા માણસો, ગમે તેવી બનાવી બનાવીને વાતો કહે, તોપણ તેની બુનીયાદ બદ છે. હુશીયાર, અનુભવી ઇસાઇ લોકો તે મક્કાર વજીરનાં કાવતરાં સમજી ગયા. તેઓ તેના પંજામાં આવ્યા નહીં. પણ બીન અનુભવી, તકલીદી, એટલે દેખાદેખી કરનારા, ઉજળું એટલું બધું દુધ, અને પીળું એટલું બધું સોનું, એમ સમજતા હતા, તેમના ગલામાં, આ વજીરની વાતો તોક સમાન થઇ પડી, તેઓ તેના દાવ પેચમાં આવી ગયા. છ વરસ સુધી તે વજીર, બાદશાહુથી જુદો રહીને, ઇસાઈ લોકોની તબાહીમાં મશગુલ રહ્યો. સરવે ઇસાઈઓએ પોતાનું દીલ તેને હવાલે કરી દીધું, તે વજીરના ફરમાન ઉપર ઈસાઇ લોક મરી ફીટવા લાગ્યા.

આ છ વરસ દરમીયાન, વજીર અને બાદશાહ વચ્ચે છુપા પત્ર વ્યવહાર ચાલતા હતા. હવે બાદશાહે તેને લખ્યું કે, ઓ મારા માનીતા વજીર, બધા ઇસાઇ લોકો હવે તારા મક્કરની જાળમાં આવી ગયા છે, હવે મને ગમમાંથી છોડાવ. હવે જો તું વખત સમજતો હોય, તો પ્રીતનાનો એક મોટો ધડાકો ઇસાઇ લોકોમાં કર અને તેઓની જડ બુનીયાદ ઉખેડી નાંખ. જવાબમાં વજીરે લખ્યું કે, બાદશાહ સલામત, હું હમેશાં એજ ખીઆલમાં છું. હવે મારૂં કામ જલદીથી પુરૂં કરીશ. આપ બેફીકર રેહેજો.

ઈસાઇ કોમનું બંધારણ એવું હતું કે, તે લોકોમાં બાર ટોળાં હતાં, અને હરેક ટોળાં ઉપર, એક અમીર હતો. એવી રીતે, બાર ફીરકાના બાર અમીરો હતા. તે બારે અમીરો પોતાના ફીર-

રકાના માણસો સાથે, તે મક્કાર વજીરને તાબે થઇ ગયા. બધાને તેના બોલ ઉપર ભરોસો થઇ રહ્યો હતો. હર અમીર તેની પાસે વારંવાર આવતો હતો. અગર વજીર કહે કે, જીવ આપ, તો જીવ આપવામાં પાછી પેની ન ભરે, એવી હાલતમાં બારે ટોળાં તથા તેમના અમીરો આવી ગયા હતા. જ્યારે આ વજીરે બધાને બરાબર દબાવી લીધા, ત્યારે પોતાની હુશીયારીથી તેઓ વચ્ચે એક નવો ફીતનો ઉભો કર્યો.

તે વજીરે બાર કીતાબો જુદી જુદી રીતે, જુદા જુદા વિષયો ઉપર રચી. ખુદાવંદ તાલાને પહોંચવાને માટે, બાર જાતના જુદા જુદા રસ્તા કાઢયા અને એક એક કીતાબમાં, એક એકથી વિરૂદ્ધ પડતા મત દાખલ કર્યા.

એક કીતાબ એવા મુદાપર, કે ખુદાવંદને મળવાનો રસ્તો, રીયાઝત એટલી ભુખે મરવું, કસણી કરવી, શરીરને દુઃખ દેવું વગેરે દેહ દમનથી, ખુદાવંદની મુલાકાત થઇ શકે છે.

બીજી કીતાબ એવા મુદાપર બનાવી, કે ખુદાવંદના રસ્તામાં શરીરને કષ્ટ આપવાથી મહાપાપ છે, દેહદમનથી, કાંઇ કલ્યાણ થતું નથી. શરીરને કષ્ટ આપવું, અને રીયાઝત કરવી, તેથી ખુદાવંદ તાલા નારાજ છે, અને ખુદાવંદની મુલાકાત થતી નથી. લોક કલ્યાણ કરવાથી, મુક્તિ મળે છે.

ત્રીજી કીતાબમાં એવું લખાણ કર્યું, કે ખુદાવંદને મળવાનો રસ્તો બંદગી છે. શરીર કષ્ટ તથા લોક કલ્યાણથી, કાંઇ વળવાનું નથી. માણસ જાત બંદગીને વાસ્તે જન્મેલો છે અને તેણે બંદગી કરી, ખુદાવંદની નઝદીકી હાંસલ કરવી જોઇએ.

ચોથી કીતાબમાં એવું વર્ણન કર્યું કે, ખુદાવંદની દરગાહમાં પોતાની નાતવાની દેખાડવી, એ ઉત્તમ રસ્તો છે, એવી રીતે કે,

આપણાથી કાંઇ થઇ શકતું નથી. દેહદમન, લોક કલ્યાણ તથા બંદગીમાં કાંઇ ફાયદો નથી. ફક્ત પોતાની લાચારી ખુદાવંદ આગળ કબુલ કરવી, એ જ ખુદાવંદ તાલાને મળવાને રસ્તો છે.

**પાંચમી કીતાબમાં** એવા વીચાર દર્શાવ્યા કે, ઇનસાન જાત આજીઝ નથી. ઇનસાન ખુદાવંદ તાલાની માફક, કાદર, એટલે જે ચાહે, તે કરવાને શકતીવાન છે. ઈનસાને પોતાને જેવી તેવી ચીજ સમજવી નહીં, પણ ખુદાવંદ તાલાનો એક ભાગ સમજવો, એટલુંજ નહીં, પણ ઇનસાને પોતાને ખુદા કરીને સમજવો અને રીયાઝત, લોક કલ્યાણ, બંદગી, આજેજી, સરવે નકામાં છે.

**છઠ્ઠી કીતાબમાં** એમ લખ્યું કે, ઈનસાન પોતાને આજીઝ તથા કાદર સમજે છે, તે ભુલ છે. એવી સમજણ બુત પરસ્તી છે. ઈનસાનને એવા ખીઆલ ન જોઇએ. જે કુદરત છે તે ખુદાવંદ તાલાની છે. અગર કોઇ ઈનસાન આજીઝ માલમ પડે, તો તે ખુદાવંદની કુદરત છે. અગર કોઈ ઈનસાન કાદર, એટલે શકતીવાન માલમ પડે, તો તે પણ ખુદાવંદની કુદરત છે. ખુદાવંદની કુદરતમાં જ ધ્યાન આપવું, એ મુક્તિનો રસ્તો છે.

**સાતમી કીતાબમાં** એવા મત દાખલ કર્યા, કે તારૂં શરીર ખુદાવંદ તાલાની મોટી બખશીશ છે. તેને જાળવી, જબર દસ્ત, જાડું મોટું, બનાવ. આ શરીર રૂપી બખશીશ ખુદાવંદ તાલાએ તારા ઉપર કરી છે, તેને સાંચવી સંભાળી રાખ. એ તારી મુક્તિનો દરવાજો છે.

**આઠમી કીતાબમાં** લખ્યું, કે ખુદાવંદ તાલાના નામપર તારા શરીરને ફના કરી નાંખ. અગર એક શરીર ફના કરશે, તો તેના બદલામાં લાખો નવાં શરીર તે તને આપશે. તું તારા માશુક ખુદાવંદપર મરી પ્રીટ.

**નવમી કીતાબ**માં એમ દાખલ કર્યું, કે ખુદાવંદ તાલાએ તને જે કાંઇ આપ્યું છે, તેને તું સારી પેઠે ભોગવી લે. તું બધા સ્વાદ અખતીયાર કર. આ ચીજ વાજબી ગેરવાજબી છે, એવા ખીઆલ નહીં બાંધ. ગમે તે ખા. ગમે તે પી. અને ગમે તે ભોગવ. આ દુનીઆમાં તારી એજ ફરજ છે.

**દશમી કીતાબ**માં એમ લખ્યું કે, જે કાંઇ તારો નફસ માંગે તેનાથી ઉંધો ચાલ. નફસ તારો દુશ્મન છે. તે તને ખાડામાં નાંખશે. માટે તારો નફસ માંગે, તેનાથી ઉલટો રસ્તો અખત્યાર કર, તેમાં તારી મુક્તિ છે.

**અગીઆરમી કીતાબ**માં લખ્યું કે, આ દુનીઆમાં, ખુદાઇ રસ્તાપર ચાલવાને વાસ્તે, કોઈ મુરશીદ રાહનુમાની છાંયામાં બેશ. પોતા ઉપર મુરશીદ સ્થાપ, તો તારો છુટકારો થશે.

**બારમી કીતાબ**, એવા મુદાપર લખી કે ખુદાવંદતાલાના રસ્તામાં મુરશીદની કાંઈ જરૂર નથી. તારો મુરશીદ તું પોતેજ છે. તારા પોતાના અંતકરણને મુરશીદ બનાવ. જેઓ પોતાના અંતકરણને મુકીને બીજા કોઇને રાહનુમા મુરશીદ બનાવે છે, તેને ખુદાઇ રસ્તો કોઇ પણ રીતે હાથ લાગતો નથી.

આ પ્રમાણે તે મક્કાર બદકાર વજીરે, રંગ બેરંગી બાર જાતની કીતાબો, એક બીજાથી તદન ઉલટી મતલબની રચી. આ વજીરને ફીલસુફીનું જ્ઞાન નહીં હતું. ઈસા અને મુસા નબીઓ એકજ હતા. બેઉના ધર્મ પણ એકજ હતા. કુલ પૈગંબરોનો ધર્મ એકજ છે. સૂર્યનો પ્રકાશ જેવા કાચપર પડે છે, તેવા રંગ જુદા જુદા માલમ પડે છે. લાલ કાચપર પ્રકાશ પડે, તો લાલ લાગે છે. લીલા કાચપર લીલો જણાય છે, અથવા બીજા જેવી રીતના કાચપર સૂર્યનો પ્રકાશ પડે તેવો દેખાય છે. પણ અસલમાં, સૂર્ય

પણ તેજ છે, અને પ્રકાશ પણ એકજ છે. તેમ હરેક નબીના શરીઅતના રસ્તા જુદા જુદા હોય છે. છતાં પણ અંદરખાનેથી જોતાં, એકજ ધર્મ છે. જેમ જુદા જુદા કાચપર જોવાથી, સૂર્યનાં કીરણો જાહેર નજરથી જુદા જુદા દેખાય છે, પણ બાતેન ફીલસુફીની નજરે જોનારને, એકજ જાતનાં કીરણો જણાય છે, તેવીજ રીતે મારફતી લોકોને, દુનીઆ પેદા થઇ ત્યારથી, આજની ઘડી સુધી, જો ધર્મ હોય તો, એકજ ધર્મ લાગે છે. તેઓ, ધર્મ સમજાવનાર, એટલે હીદાયતના કુલ ચીરાગને, એકજ કરી જાણે છે. જુદા જુદા નબીઓ તથા ઇમામોની શરીઅતો જુદી જુદી હોવા છતાં, તેમાં મુખ્ય ઉદ્દેશ, ઈશ્વર ભક્તિ તથા નીતિનો, એક જ હોય છે. પણ જેઓની નજર રંગીત કાચપર હોય, જેને અંતર, દૃષ્ટિ ન હોય, જેને આત્મ જ્ઞાન, એટલે રૂહાની ઇલમ ન હોય, તેવા લોકો, જુદા જુદા નબીઓની જુદી જુદી શરીઅતોને જ, જુદા જુદા ધર્મ કરીને માને છે. શરીઅતોની મીસાલ, કોઇ ફલના બાહારના કોટલાં છે. અંદરના મગજની સંભાળ રાખવાના સાધનો છે. પણ, એ શરીઅતોની અંદર, ધર્મ એક ઘણો સ્વાદિષ્ટ અને ઉંચો ઉમદા મેવો છે, તે એક જ છે. આ ઠેકાણે, અમોને કહ્યા વગર ચાલતું નથી, કે આવી મારફતી સમજ, ફક્ત ઇસમાઇલી ધર્મ, બરાબર સમજાવી શકે છે, કારણ કે, તે ધર્મ, બહારની શરીઅતનો નથી. તે ધર્મની ક્રિયાઓ, માંસ ચામડાં અને બદનની નથી. તે ધર્મ, ફીલસુફીનો છે, તે ધર્મ, આત્મ જ્ઞાનનો રૂહાની દીન છે. તે ધર્મ, બધા ધર્મની ઐક્યતા કરી દેખાડે છે. તે ધર્મ, સઘળા હીદાયતના ચીરાગને એક જ ગણે છે. તે ધર્મ, રૂહને તાલીમ આપે છે. સઘળા ધર્મોમાં જે ઉંડો ભેદ સમાએલો છે, તેની સમજણ તે ધર્મ દેખાડે છે. દ્વીતીઆ-ભાવ ટાળીને, ઇનસાન જાતને એક જ ખુદાઇ રસ્તો દેખાડે છે. તે

ધર્મ, સઘળા નબીઓ તથા ઇમામોને બરહક ગણે છે, અને સઘળા નબીઓ તથા ઇમામો એક જ મહાન ઈશ્વરી કર્તવ્ય બજાવવાને આ દુનીઆમાં અવતર્યા છે, તેની સમજ, તે ધર્મ, ઘણી સરળ રીતે આપે છે. અને ધર્મ (જો ધર્મ જ હોય તો) સઘળા એક જ છે, એ બાબતનું જ્ઞાન, તે ધર્મ બરાબર આપે છે. પ્રહ્લાદ, હરિશ્ચંદ્ર, પાંડવો, ધ્રુવ, તથા બીજા હિંદુઓમાં જે પ્રખ્યાત ભકતો થઇ ગયા છે, તથા હજરતો આદમ, ઇબરાહીમ, દાઉદ, ઇસા, મુસા, તથા નબી રસુલલ્લાહ, સઘળા નબીઓને એક સરખી રીતે, માન આપે છે. ટુંકામાં કહેતાં, ધર્મ વિષેના દ્વીતીઆ ભાવમાંથી, એ ધર્મ ઇનસાનને છુટાવે છે.

આ યહુદી પાદશાહ પણ ગાફેલ હતો, તે પણ ધર્મનું સ્વરૂપ સમજી શકે તેવો નહીં હતો તેને ફીલસુફીનું જ્ઞાન નહીં હતું. હજરતો મુસા અને ઇસામાં, તે ફરક સમજતો હતો. ઈસાઇ લોકોને બરબાદ કરવામાં પુન્ય માનતો હતો. તેજ પ્રમાણે, તેને વજીર પણ તેવોજ મલ્યો હતો.

## વઝીરી ચુનીન શેહેરયારી ચુનાન.

### મતલબ.

પાદશાહ પણ તેવોજ, અને વજીર પણ તેવોજ.

**સરખે સરખા મળ્યા, ભવના ફેરા ટળ્યા.**

આ બાદશાહ, મીસલ ફીરઔન જેવો હતો, અને વજીર બદનસીહત દેનાર, મીસલ હામાન જેવો હતો. ફીરઔન ખુદાવંદ તાલાની સામે સરકશી કરતો હતો. જ્યારે હજરત મુસા નબી, ખુદાવંદ તાલાના ફરમાનથી, તેની દરબારમાં પધાર્યા, અને તેને જ્ઞાન આપ્યું, ત્યારે હજરત મુસાની સમજાવટથી, તેને કાંઈક જ્ઞાન

ઉત્પન્ન થતાં, પોતાના વજીર હામાનની સલાહ લીધી, ત્યારે હામાને તેને ઉંધી ઉંધી સલાહો આપી અસલથી પણ વધારે સરકશ બનાવી દીધો.

આવી રીતે, તે વઝીરે આડી અવળી એક બીજાથી તદન ઉલટી બાર કીતાબો બનાવી, એક બીજો મકર ઉભો કર્યો. તેણે વાએજ નસીહુત છોડી આપી, અને ખીલવત એટલે એકાંત વાસ ગ્રહણ કરીને, એક ઘરના ખુણામાં બેસી રહ્યો. લોકો તેની જુદાઈથી દીવાના જેવા થઇ ગયા, અને ખુશામત તથા ગીરીયા ઝારી કરવા લાગ્યા. અને તેની પાસે આવી આવીને કહેવા લાગ્યા કે, એ વજીર, અમને તારા વગર ચાલતું નથી. અમને કાંઇ સુજતું નથી અમે તારા વગર આંધળા છીએ. આંધળાની લાકડી પકડનાર જ્યારે કોઇ હોતો નથી ત્યારે તેના શા હાલ? ખુદાને વાસ્તે, તારી મોટાઇની રીતથી અમારાથી જુદાઇ નહીં કર. અમે તારાં બચ્ચાં છીએ, જેવો તારો સાયો અમારા માથાપર હતો, તેવો ચાલુ રાખ.

વજીરે ખીલવતમાંથી જવાબ આપ્યો કે મારી જાન, તમારી જાનથી દુર નથી, તમારા વસલમાં જ છે; એટલે, તમારી સાથે જ છે. પણ શું કરૂં? હવે મને બહાર નીકળવાને હજરત ઈસાનો હુકમ નથી.

નસરાની લોકોના બાર હાકમો તથા તેમના તાબાના બાર ફીરકાના સઘળા લોકો, તે ઘરના દરવાજા પાસે એકઠા થયા, અને કહેવા લાગ્યા કે,

એ કરીમ, આ અમારી કેવી બદબખતી છે. તારા વગર અમે યતીમ છીએ, અમારૂં દીલ તથા દીન અમારા હાથમાં નથી. તું બહાનાં કરે છે. અમે દીલના જખમથી ઠંડો ઠંડો શ્વાસ લઇએ છીએ. તારી મીઠી મીઠી વાતો સાંભળવાની અમોને આદત પડી

ગઇ છે. અમે તારી હીકમતના દુધથી પરવરેશ પામેલા છીએ. અલ્લાહ, અલ્લાહ, આવો જુલમ તું અમારાપર નહીં કર. તારે તો અમારાપર મેહેરબાની રાખવી જોઇએ. તું કેમ કહે છે, કે બહાર નીકળવાનો હુકમ નથી. અમારૂં કેહેવું એમ છે કે, અમો જે દીનની સમજમાં અધુરા છીએ, તે તારા સીવાય ગુમરાહ થઇ જઇશું. જેમ પાણી વગર માછલાં તડફડે છે, તેમ અમે તારા વગર તડપી રહ્યા છીએ. હવે તું તારી મેહેરબાનીનું પાણી ખોલ. અરે તું એવો છે કે, તારા જેવો દુનીઆમાં કોઈ નથી. અલ્લાહ, અલ્લાહ, આવા જુદાઇના બોલ તું કેમ કાઢે છે? તું અમારી ફરીયાદ રસી કર.

વજીરે કહ્યું કે, એ કાનવડે સાંભળવાની ઇચ્છા ધરાવનાર લોકો! ખબરદાર થાઓ. તમે એવા ખીયાલ નહીં રાખો, કે કોઈ અમોને નસીહત કરે, અને અમે સાંભળીએ. જાહેરના કાનમાં તમે રૂ ભરી આવો. બાતનના કાન હવે ખોલો, તમારી આંખપર જાહેરીનો જે પરદો છે, તે કાઢી નાંખો. તમે બાતન જોનારા થાઓ. આ જાહેર સાંભળવાના કાન છે, તે બંધ કરો, તો મારફતના કાન ઉઘડશે. જ્યાં સુધી તમારા જાહેરીના કાન બંધ નહીં થશે, ત્યાં સુધી ખુદાઈ અવાજ તમે સાંભળી શકશો નહીં. બાતુની કાન ધરાવનાર જાહેરના કાનથી બેહેરા હોય છે. તમે કાન વગરના અને હોશ વગરના થઇ જાઓ. પછી સાંભળો, કે ખુદાવંદતાલા તરફથી, કેવા ગૈબના અવાજ તમોને મલતા રહે છે?

**યા અય્યતુહન નફસુલ મુતમઈન્ન, ઇરજીઈ ઇલા**
**રબ્બેકા, રાઝીયતન, મરઝીયતન.**

કુરાને શરીફ.

## મતલબ.

એ શાંતી પામેલા રૂહ, તારા પરવરદીગાર તરફ, રાજીખુશીથી જવા તૈયાર થઈ જા.

વજીર કહે છે કે, આ ધ્રરજાઈ આયાત જે ઉપર લખી છે. તેના બોલ, હરઘડી તમારે કાને સંભળાશે

આ આયતની તફસીર એવી છે કે, એક બંદો મુમન હોય, તેમ કાને, મોત વખતે મલકુલમૌત તરફથી, આવા શબ્દો સાંભળવામાં આવે છે.

વજીર કહે છે કે, આવા ખુદાવંદની મેહેરબાનીના અવાજ તમોને હરપળે સંભળાશે. જ્યાં સુધી તમે જાહેરીના કાનોથી સાંભળવાની ઇચ્છા રાખો છે ત્યાં સુધી તમોને તે ખીતાબની વાસ પણ આવશે નહીં. જાહેરના કામો, શરીઅત અને તરીકતના છે, અને બાતનની મુસાફરી, હકીકત અને મારફતની છે. તમારી મુસાફરી શરીઅતની સુકી જમીન ઉપર નહીં કરો. ઇશ્ક અને મારફતમાં ઉતરો, અને હવેથી જાહેરી વાતો સાંભળવાની ઉમેદ નહીં રાખો.

તે અમીરોએ તથા કોમે કહ્યું, કે એ વજીર, તું આવા ફીરેબ અમોને નહીં આપ. અને આવી સીતમ ભરેલી વાતો અમોને નહીં સંભળાવ. જ્યારે તેં શુરૂઆતથી અમોને હાથમાં લીધા, તો હવે તેજ પ્રમાણે છેવટ સુધી અમારાપર મેહેરબાની રાખ. અમારી અજ્ઞાનતા અને લાચારીથી, તું ખુબ વાકેફગાર છે. અમારા દરદનો ઇલાજ તું ખુબ જાણે છે. જે કઠણ ભેદ ભરેલી વાતો તું અમને સંભળાવે છે. તે સમજવાની આમારામાં તાકત કયાં છે? જાનવરપર એટલોજ બોજો લાદવો સજાવાર છે, કે જેટલો બોજો ઉપાડવાને તે શક્તિવાન હોય—અને નાતવાન દુર્બળ શરીરવાળા પાસેથી,

એટલુંજ કામ લેવું વાજબી છેકે, જેટલું કામ તે કરી શકે. પક્ષીઓને એવા દાણા આપવા જોઇએ, કે જે તેના ખોરાકને માફક હોય—દરેક પક્ષીનો ખોરાક અંજીર નથી. બચ્ચાંને અગર દુધની જગ્યાએ રોટલી આપવામાં આવે, તો તેમને મરેલાંજ સમજવાં—જ્યારે તેના દાંત નીકળશે, રોટલી ચાવવાને શક્તિવાન થશે, ત્યારે પોતે જ રોટલી ખાશે. જે પક્ષીને પાંખ નીકળ્યાં ન હોય, તે કેમ ઉડી શકે? જ્યારે તેને પાંખ આવશે, ત્યારે પોતાની મેળે ઉડશે. ઓ વજીર, જ્યારે તું અમોને નસીહતો આપે છે, ત્યારે અમોને હોશ આવે છે. જ્યાં સુધી તારો સાયો અમારા ઉપર છે, ત્યાં સુધી ખાક આશમાનથી બેહેતર છે. તારા વડે પાતાળથી સ્વર્ગ સુધી રોશની છે. તેં જે વાતો અમોને સમજાવી, તેને લાયક, અમે કયાં છીએ? હાલ તો, અમે તારા મોહતાજ છીએ—લાચાર છીએ. ઓ વજીર, જો તાર વગર અમે આસમાનપર જઇએ, તો ત્યાં અમોને અંધારૂં લાગે છે. ઓ અમારા ચંદ્રમા, આ જમીન, જે અંધારી કેહેવાય છે, તે તારી હાજરીથી, અમોને રોશન લાગે છે. તારી ચંદ્રમા જેવી સુરત છે, તો રાત અંધારી કેમ થાય? અગર દીવસ હોય, અને તારૂં નુર નહીં હોય, તો અંધારૂં છે. અમે ખાકપર બેઠેલા છીએ, પણ તું અમારી સાથે છે, તો અમારો રૂતબો આસમાનથી પણ ઉપર છે. અલ્લાહ, અલ્લાહ, અમે કેવા આરજુમંદ છીએ. એક વખત તો અમારાપર નજર કર—અમોને નાઉમેદ નહીં કર—અમારૂં દુઃખ ઘણું વધી ગયું છે.

વજીરે જવાબ આપ્યો, કે અગર મને વિશ્વાસલાયક ધારતા હો, તો મારા બોલવાપર શક નહીં લાવો, હું જો આસમાનને, જમીન કહું, દીવસને, રાત કહું, તોપણ, તે વાત તમારે સત્ય કરીને માનવી જોઇએ; અને તેનાપર અમલ કરવો જોઇએ.

અગર મને સંપૂર્ણ ધારો છો, તો મારા કહેવા પ્રમાણે કેમ ચાલતા નથી? અગર મને સંપૂર્ણ અને સાચો નથી ધારતા, તો પછી મારી સાથે તમને શું કામ છે, અગર, તમે એમ ધારતા હો, તો મારાથી તમારૂં શું ભલું થવાની ઉમેદ રાખી શકો? હું આ ખીલવતમાંથી કોઇ કાળે બહાર આવનાર નથી. હું હવે મારા બાતેન સાથે, મશગુલ છું. કારણ કે, હવે બહાર નીકળવાનો હજરત ઇસાનો હુકમ નથી, અને તે પ્રમાણે, હું હવે બહાર નીકળનાર નથી, અને મારે કોઇ સાથે, હવે કાંઇ કામ નથી.

તે અમીરો તથા કોમે કહ્યું કે, ઓ વજીર, તું જે વાતો કરે છે. તેનો અમે ઇનકાર કરતા નથી. પણ અમારા હાલ એવા છે કે, તારી જુદાઈમાં, અમારી આંખોમાંથી આંસુ જારી છે. અમારી જાનમાંથી નીસાસા નીકળે છે. તું અમારી દાયા છે. અમે તારા બાળક બચ્ચાં છીએ-બચ્ચાં કાંઈ દાયા સાથે લડી શકે છે? અલબતાં, તેઓ તેની પાસે રૂએ છે, કાલાવાલા કરે છે, અમે તારી સાથે એટલા હળી મળી ગયા છીએ, કે તારૂં અને અમારૂં સ્વરૂપ એક થઇ ગયું છે. અમે મીસાલ વાંસલી છીએ, તું વાંશળીનો અવાજ છે. અમે મીસાલ પહાડ છીએ, તું પહાડમાં સંભળાતા પડઘા જેવો છે. અમે તારી આગળ શું ચીજ છીએ? અમે ફના છીએ. તું અમારી જાનની જાન છે-તારી આગળ, અમારો જીંદગીનો દાવો નથી. અમારી હસ્તી તારી આગળ ગુમ છે. અમે અવલ નથી, આખર નથી-અને વચમાં જે અમારો આભાસ દેખાય છે, તે ખોટો ફના છે.

**અલ વજદો, ઐનલ અદમૈને, ફલ અદમ**

મસનવી મૌલાના રૂમ.

## મતલબ.

બે અદમની વચમાં વજુદ હોય, તેપણ અદમ છે, એટલે કે ઇનસાન પેહેલે નહીં હુવો. અને છેવટ પણ નથી, તો વચમાં જે રૂપ દેખાય છે તે પણ નથી જેવું ખોટું છે.

ઓ વજીર, તું તો અવલ હતો, આખર પણ તુંજ હશે. ફાની ચીજને વજુદ બખશનાર તુંજ છે. અમે તો, એક વાવટામાં ચીતરેલા વાઘ મીસાલ છીએ, પવન જેમ લાગે છે, તેવી રીતે ચીતરેલો વાઘ કુદે છે. તેનું કુદવું પોતાની શક્તિનું નથી, પણ પવનની શક્તિ વડે છે. અમારા બધાની હસ્તી તારા વડે છે–અમે તારામાં ફના છીએ. તારામાં ફના થઇ, અમારી હસ્તીનો સ્વાદ અમે અનુભવીએ છીએ. તેં અમો ફના ચીજને તારા આશક કર્યાં છે. તેં હસ્તીની મજા અમોને દેખાડી છે. તેં અમારાપર મેહેરબાની કરેલી છે, તો હવે તે મહેરબાની અમારી પાસેથી ઝટી નહીં લે અગર તું ઝટી લેશે, તો પછી અમે કોની પાસેથી એવી મેહેરબાની મેળવી શકશું? કોઇ કારીગરીની ચીજ કારીગર સામે કજીઓ કરી શકે છે? અમારી ભુલચુક ઉપર નજર નહીં કર–તારી ભલાઈ અને મેહેરબાનીની આદતપર નજરકર–જેવી રીતે, આજ દીવસ સુધી, તું કરતો આવ્યો છે, તેવી રીતે ચાલુ રાખ.

વજીરે અંદરથી જવાબ આપ્યો, ઓ મુરીદો, મારી તરફથી છેલી વાત જાણી લો. મને હજરત ઇસાએ પેગામ મોકલ્યો છે કે, બધા મુરીદોથી તું દુર થઈ જા–અને એક ખુણામાં ખીલવત અખતીયાર કરી, બેસી રેહ–હવે મને વાત કરવાનો હુકમ નથી. અને કોઇ સાથે વાત કરવાની મને મતલબ નથી. હવે હું તમોને રજા આપું છું. તમે મને રજા આપો. હું તો હવે મરેલા જેવો છું. હવે હું ચોથા આસમાન ઉપર હજરત ઇસા સાથે બેશીશ અને આ દુનીઆની આફત અને રંજથી હવે હું છુટી જઇશ.

આ પ્રમાણે, મુરીદોને ના ઉમેદ કરી, તેમને પોતાની પાસેથી રજા આપી, બાર અમીરમાંથી, એકને પોતાની પાસે બોલાવ્યો. તેને એક કીતાબ આપીને કહ્યું કે, હવે પછી ખુદાનો નાયબ અને ખલીફો તને કરી જાઉં છું. બીજા બધા અમીરો તથા તેમની કોમ તારે તાબે રહે. હજરત ઇસાએ મારે ઠેકાણે તને નસરાની લોકોનો ખલીફો બનાવ્યો છે. જે અમીર અથવા કોમ, તારા સામે સરકશી કરે, તેને તારી ખુશી પડે તો, સજા કરજે, અને ખુશી પડે તો, મારી નાંખજે. તને કુલ અખતીયાર છે. હું જ્યાં સુધી જીવતો છું, ત્યાં સુધી આ ભેદ કોઇને કહેતો નહીં. હું મરી જાઉં, પછી તું ખલીફો થશે. મારી હયાતી સુધી, કાંઇ પણ દાવો કરીશ નહીં આ કીતાબ હજરત ઇસા તરફથી આવેલી છે, તેજ પ્રમાણે, અમલ કરાવજે. તેનાથી જરાપણ વિરૂદ્ધ મતપર કોઇને ચાલવા દઇશ નહીં. અગર આ કીતાબથી જરાપણ ઉલટા ચાલશો, તો નુકશાન છે. એમ કહી, તેણે બનાવેલી બાર કીતાબોમાંથી એક કીતાબ, તેના હાથમાં આપી, તેને રજા આપી. ત્યાર બાદ, બાકી રેહેલા અગીઆર અમીરમાંના હર એકને ખાનગી રીતે, જુદા જુદા પોતાની પાસે બોલાવી, હર એકને અકેક જુદી જુદી તરેહની કીતાબ આપી અને જેવી સમજણ પેહેલા અમીરને આપી હતી, તેવી સમજણ દરેકને આપીને કહ્યું કે હજરત ઈસાની અને મારી ગાદી તને આપી જાઉં છું, અને બાકી બીજા બધા તારી તાબેદારી કરે.

બધા અમીરો સાથે આવી રીતની ખાનગી ગોઠવણ કરી, ચાલીશ દીવસ સુધી ઘરનો દરવાજો બંધ કરી બેસી રહ્યો. ચાલીશ દીવસ બાદ કોઇ રીતે આપઘાત કરીને પોતાના પાપી દેહનો અંત આણ્યો. જ્યારે નસરાની લોકોને તેના મોતવિષે ખબર પડી, ત્યારે તેની કબરપર, ગોયા એક કીઆમત મચી રહી. તેની ગોરની ખાક નસરાની લોકો પોતાના માથાપર નાંખવા

લાગ્યા. તે લોકોએ પોતાની આંખુમાંથી ખુનના આંસુ પાડયાં. સૌ તેની જુદાઈના દરદમાં ફરીયાદ કરવા લાગ્યા.

એક મહીનો ગુજરવા બાદ, સઘળા નસરાની લોકોએ એક મોટી ગંજાવર સભા એકઠી કરી, અને વજીરની જગ્યાએ ખલીફા કોને નેમવો, તે વિષે મસલત કરવા લાગ્યા. લોકોએ કહ્યું કે, વજીરની જગ્યાએ કોઇ ખલીફ મુકરર કરો. કે જેનાથી હવે અમારાં કામ થાય અને અમે તેની તાબેદારી કરીએ; અને તેની દામન પકડીએ; તથા તેની બઇઅત કરીએ. હવે અમારો સૂર્ય અસ્ત પામ્યો. અમોને દાગ આપી ગયો. હવે આ જગ્યાએ કોઇ-પણ ચીરાગ વગર છુટકો નથી, અમારા યારની સુરત અમારી સામેથી જતી રહી છે- તો તેની કોઇપણ નીશાની હોવી જોઇએ.

તે સભામાંથી એક અમીરે ઉઠી, બહાર પડીને કહ્યું કે, વજીર મને ખીલાફત આપી ગયો છે, અને મારી વાતની સત્યતામાં, આ કીતાબ રજુ કરૂં છું. આ કીતાબ પ્રમાણે ચાલવાને મને હુકમ કરીને, તે વજીર મને ગાદી આપી ગયો છે. માટે હવેથી હું તમારો ખલીફા છું. અને તમે બધા અમીરો તથા કોમ મારી તાબેદાર ઉમ્મત છો. હવેથી વજીરની ગાદીનું કામ હું ચલાવીશ- તે અમીરની આ વાત સાંભળી, બાકીના અગીઆર અમીરો, એક પછી બીજો, પોતપોતાને આપેલી કીતાબ લઇને બહાર પડયા. અને દરેકે કહ્યુંકે, ખીલાફત મને મળેલી છે. હવે, વાતોપરથી તકરારપર આવ્યા, તકરારપરથી મારામારીપર આવ્યા. અને છેવટે, તેઓએ પોતપોતાની તરવાર કાઢી, અરસપરસ કતલે આમ ચલાવી, તેઓના કપાઇ ગયેલા માથાનાં પહાડ માફક ગંજ થયા. તેઓના લોહીની નદીઓ ચાલી. આ વજીર મક્કાર ફીતનાનું બી વાવી ગયો હતો, તેમાંથી જે ઝાડ ઉત્પન્ન થયું, તે નસરાની લોકોને પ્રાણ ઘાતક ઝેર ભરેલું નીવડયું.

આ યહુદી પાદશાહ અને તેના મક્કાર વજીરની વાત પરથી જાણ-વાની જરૂર છે, કે આવા દ્વીતીયાભાવ ધરાવનારા મુરખો પહેલાં તો પોતાની જાનને જોખમમાં નાંખે છે અને પોતાના જાનમાલની બરબાદી કરે છે, અને પછી પોતાના દીનમાં શાંતીથી ચાલનાર, બીન અનુભવી, ભોળા, લોકોને, દુનીઆ તથા દીનમાંથી બરબાદ કરે છે. ઇનસાનને વાજબ છે કે, એવા ફીતનાની આગ પોતાની પાસે આવતાં, તેનાથી ખુબ સંભાળ કરી દુર રહેવું. નહીં તો આખર, પસ્તાવા સિવાય બીજા કાંઇ પણ છેવટની આશા રાખવી નહીં. અને છેવટનો પસ્તાવો પણ નકામો થાય છે. આનું છેવટ એ આવે છે કે,

**દુનિઆ બરબાદ**
**દીન બરબાદ**
**આખરે, નારે જહુન્નમ.**

કુરાને શરીફમાં ફરમાવેલું છે

**લમ યકુ યનફઉહુમ ઇમાનો હુમ, લ્ઝા ઔર બઅસના**

**મતલબ.**

જ્યારે તેઓ અમારો અઝાબ જોશે, ત્યારે તે વખતનું ઈમાન તેઓને કાંઈ કામ આવવાનું નથી.

**જો મત પી છે ઉપજે, સોમત આગે હોય.**
**કામ ન બીગડે આપકો, દુરીજન હસે ન કોય**

ઈસમાઇલી ધર્મશાસ્ત્રના જ્ઞાનમાં ફરમાવેલું છે કે.

**એ વીરાભાઇ, માહદનકા રોયા કુછકામ નહીં આવે,**
**આપણો ગુર કહેત પુકારીજી.**

**મતલબ.**

આપણા મુરશીદ ભાર મુકી મુકીને ફરમાવે છે કે ઓ ભાઈઓ, આખરતનો કીઆમતના દીવસનો પસ્તાવો કાંઈ કામ આવવાનો નથી.

માણસોને દીનથી ભ્રષ્ટ કરનારા શૈતાનરૂપી ઇનસાનો એવા છે કે, જરા જરા કરીને, ખબર ન પડે તેમ, માણસનું ઇમાન લઇ જાય છે. તેવા શૈતાનો એવી યુક્તિ કરે છે, કે સાધારણ અકલનો બીન અનુભવી માણસ ઠગાયા વિના રેહેતો નથી. જેમ કુવા, નદી વગેરે નવાણોનાં પાણી, ઉનાળામાં સૂરજના તાપથી ધીમે ધીમે વરાળ થઇ ઉંચે ઉડી જાય છે, તે જેમ દેખવામાં આવતું નથી, તેમ શૈતાન પણ માણસનું ઇમાન, એવી રીતે હળવે હળવે કરીને એવો યુક્તિસર ઉપાડી જાય છે, કે હુશીયાર માણસ શિવાય, બીજો કોઇ તે જાણી શકતો નથી. જે લોકો દાના છે, તે શૈતાનને કેદ કરે છે, અને તેની ઇચ્છા શું છે, તે સમજી જઇ, તેના સપાટામાં આવતો નથી. શૈતાન કેટલી ભલમનસાઇ તથા ખેરખાહી દેખાડીને માણસને ઠગવા યુક્તિ કરે છે, તે જાણવા માટે, **મસનવી મૌલાના રૂમમાંથી**, નીચેની વાતનો સાર લીધેલો છે.

———:o:———

# એક પરહેજગાર માણસ તથા ઇબ્લીસની તકરાર.

નબી મહુમદ મુસ્તફાના વખતમાં, અરબસ્તાનના મુલકમાં એક પરહેઝગાર આબીદ રેહેતો હતો. તેનો હમેશાંનો નીયમ એવો હતો કે, હર વખતે, પોતાની નમાઝ, નબી સાહેબની પાછળ જમાતમાં ગુજારતો હતો. બનતાં સુધી, કોઇ દીવસ આ નીયમમાં ચુક આવવા દેતો નહીં. જો કોઇ અણધાર્યા સંજોગોમાં, લાચારીથી, જમાતની સાથે નમાઝમાં નહીં પહોંચી શકતો, તો ખુદાવંદતાલાની દરગાહમાં અત્યંત આજીજી તથા કાલાવાલા કરી, આંખમાંથી આંસુનો વરસાદ વરસાવતો હતો અને એવો પસ્તાવો કરતો હતો

કે, જેનું બયાન ન થઇ શકે. એક દીવસે, સવારની નમાઝ વખતે, તેના ઉપર નિંદ્રા દેવીનો સખત ગલબો થવાથી નમાઝના વખતસર તે ઉઠી શકયો નહીં. એટલામાં, તેને એકાએક કોઈ સખસે બુમ પાડી નિંદ્રામાંથી જાગૃત કર્યો. તે પરહેઝગાર ઉઠીને વિચારમાં પડયો. દરવાજા, બારીઓ સઘળાં બંધ હતાં, ઓરડામાં દાખલ થવાનો રસ્તો કયાંથી પણ ખુલ્લો નહીં હતો. તેણે વિચાર કર્યો કે, આ બંધ ઘરમાં કોઇ માણુસ કેમ આવી શકયો હશે? તે શી રીતે આવ્યો હશે? તેને આવવાનું કારણ શું હશે? વગેરે વીચારો, તેને આવવા લાગ્યા. પથારીમાંથી ઉઠી, ઘરના ખુણા તથા સામન તપાસવા લાગ્યો. છેલ્લે એક પડદાની પછવાડે, તેને કોઇ માણુસ માલમ પડયો. તે પરહેઝગારે તેને પુછ્યું, તું કોણ છે! અને તારૂં નામ શું છે? અને, અત્યારે મારા ઘરમાં તું કેમ આવ્યો છે? તથા, નિદ્રામાંથી શા માટે તેં મને ઉઠાડયો? તે અજાણ્યા માણુસે જવાબ દીધો, કે મારૂં મશહુર નામ ઇબલીસ છે. નમાઝનો વખત થઇ ગયા છતાં તું ઉઠયો નહીં, માટે તારી નમાઝમાં ચુક ન પડે, તે કારણથી મેં તને જાગૃત કીધો. તે પરહેઝગારે કહ્યું, તું જુઠું બોલે છે. હરગીઝ તારી મતલબ એવી નથી, કે તું મારી ખેર ખાહી કરે. આ બાબત તો એવી છેકે, જેમ કોઇ ચોર ચોરી કરવા માટે કોઈના ઘરમાં પ્રવેશ કરે, અને તેને દબાવીને પુછવામાં આવે કે, તું કોણ છે? ત્યારે જવાબ આપે કે, હું ચોકીદારનું–અને ઘરનું રક્ષણ કરૂં છું. ચોર તરફના આવા જવાબનું યકીન કેમ થાય? તેમાં પણ વળી ખાસ તારા જેવો ચોર. તેનો તો શો ભરોસો કે મારાપર મેહેરબાની કરે.

ઇબલીસે જવાબ આપ્યો કે, હું પહેલાં ફીરસ્તો હતો, અને ખુદાવંદના રસ્તાને જાન દીલથી ચાહનાર હતો. હું અરશકુરશી પાસે રહેનાર ફીરસ્તાઓનો ગોઠીઓ હતો. શું કોઇ માણસ પોતાનો

પેહેલાંનો ધંધો ભુલે છેકે? પેહેલી પ્રીત દીલમાંથી નીકળે છે કે? તમે કોઇ સફરમાં જાઓ, ગમે તો રૂમ જાઓ, ગમે તો ખુતનમાં જાઓ, ગમે તો હિંદમાં ફરી આવો, તોપણ પોતાના અસલ વતનની મોહુબ્બત, કાંઇ દીલમાંથી નીકળે કે? હું પણ તેનાજ શરાબથી મસ્ત થયો છું. અને તેનીજ દરગાહનો આશક છું. મારી નાડ તેની મોહુબ્બતમાંજ કાપેલી છે, એટલે કે, હું પેદા થયો, ત્યારથી જ તેની મોહુબ્બતમાં છું. આ જમીનમાં મારો પણ કોઇ દીવસ સારો હતો. મેં પણ ખુદાવંદતાલાની નદીનું પાણી પીધુંછે. શું મને તેની મેહેરબાનીએ ઉગાડયો નથી? શું તેણે મને અદમમાંથી પેદા કર્યો નથી? મેં તેના તરફથી ઘણી મેહેરબાની જોઇ છે. તેના ખુશકારક બાગમાં, મેં પણ બહુ મોજ મારી છે. જો ખુદાવંદતાલા, જાહેર રીતે, કોઇપર જુદાઇનો કેહેર કરે છે, તોપણ તે કેહેર નથી. વસલની કિંમતનો ખરેખરો ખીઆલ આપવાને માટે, જુદાઇનો કેહેર કરે છે. ખરેખરો કેહેર હોતો નથી. ખુદાવંદની ખાસીઅત જ મેહેરબાની અને દયાની છે. કદાપિ, હાલ મારાપર તેનો કેહેર તમે જુઓ છો, તોપણ, મારી નજર, હું તેનાપર રાખું છું. મારી ઉમેદો, તેનાપર ધરાવું છું. મેં આદમને સુજદો ન કર્યો, અને તે કારણથી, હું મરદુદ થયો. મેં આદમને હસદથી સુજદો ન કર્યો. તો હસદ પણ, ઇશ્કને લીધે થાય છે. મને ખુદાવંદપર ઇશ્ક હતો. અને મારા સુજદાને લાયક પણ, તેજ હતો. મારા દોસ્તનો બીજો કોઇ દોસ્ત થાય તો શું મને અદેખાઇ ન આવે? દોસ્તીની શરત એવી છે કે, બીજાને દુર રાખે. મારા સિવાય, તેનો બીજો દોસ્તદાર જોઇને, મને હસદ થયો. અને તેથી, મેં આદમને સુજદો ન કર્યો. મને તેણે રમતમાં હરાવ્યો. તેની બલામાં પણ મને લીજત મળે છે. કાફર અને ઇમાનદાર બંને, તેના પેદા કરેલા છે. ગમે તેને, તે ઇમાનદાર બનાવે છે, અને ગમે તેને, કાફર બનાવે છે.

તે પરહેઝગારે કહ્યું. તેં મારા જેવા લાખોની રાહ મારી છે, તો હું તારાથી કેમ બચવા પામીશ? એવો કોણ છે કે જેણે તારા હાથથી કપડાં નથી ફાડ્યાં? તું આતશ છે. તારી તબીયત એટલે સ્વભાવ અથવા ખાસીઅત બાળી નાંખવાની છે, માટે બાળ્યા શિવાય તારો ઇલાજ નથી. તું ઇનસાનનું શું સારૂં કરી શકવાનો હતો? તું તો ખુદાતાલાની પણ સામે થઇ ચુકયો છે, અને તેથી જ ખુદાવંદતાલાએ તને ફરમાવ્યું કે.

### ઉખરૂજ, ઇન્નકા રજીમ.

### મતલબ.

તું અહીંઆથી નીકળ. ખરેખર તું મરદુદ છે.

ઓ ઇબલીસ, તું અવાજ પક્ષીનો કાઢે છે. પણ ખરેખર તું પક્ષીઓને જાળમાં પકડનાર પારાધી છે. તારા જેવા સૈયાદે એટલે પારાધીએ, લાખો પક્ષીઓને ફાંસામાં પકડીને નાશ કર્યો છે. પક્ષીઓ સૈયાદનો નકલી અવાજ સાંભળી, આકાશમાંથી નીચે જમીનપર ઉતરે છે અને નીચે આવી જાળમાં ફસાઇ જાય છે. તારા સબબથી, લુત નબીની કોમ સંગસાર થઇ—આદ અને સુમુદની કોમ તારી શીખામણથી પાયમાલ થઇ. નીમરૂદ, કારૂન, હામાન વગેરે, તારી વાત માનવાથી ફના થયા, ઓ ઇબલીસ, તું એવો શખસ છે કે, હજારો ફીતના તારાથી પેદા થયા છે. ફીરઔનની અકલ, તે અંધી કરી નાખી. તારી સલાહથી, નબીમહમદ મુસ્તફાનો સગો કાકો અબુજહલ, કાફર થઇ ગયો. એ અબુલહબ, તારી સલાહ લેવાને કારણે, પોતાની સ્ત્રી સાથે, જહન્નમની આગમાં સીંચાયો. આ દુનીઆના તખતાપર, લાખો ખેલાડીને તેં હરાવ્યા છે. ઓ સખતદીલ, તું મકરનો દરીયા છે. આખી દુનીઆ તારા મકર આગળ, એક ટીપું છે. ઓ હસદખોર, તારા મકરથી કોણ બચ્યું છે?

તારાં મકર, એક ભયંકર તોફાન સમાન છે. તારા મકરના તોફાન-માંથી, ફકત તેજ બચે છે, કે જેને ખુદાવંદતાલા ખાસ મદદ કરે–ઘણા ચળકતા સીતારા, તારે લીધે, ગ્રહણમાં આવી ગયા છે. ઘણા ધર્મી માણસો, તારે લીધે, દીન ખોઇ બેઠા છે. ઓ ઇબલીસ, તેં નિર્દોષ અને શાંત રહેલી કોમમાં, પ્રીતના ફેલાવ્યા છે અને તેઓમાં વેર ઉત્પન્ન કરાવ્યાં છે. તેં ભાઇ ભાઇમાં, બાપ દીકરામાં, સ્ત્રી પુરુષમાં કજીઆનાં બીજ રોપ્યાં છે. લાખો ઇમાનદાર લોકોને બેદીન કરીને, તું દોજખના તળીઆમાં ખેંચી લઇ ગયો છે.

ઇબલીસે જવાબ આપ્યો, ઓ પરહેઝગાર, જે કાંઇ તોહમત તું મારાપર મુકે છે, તે તદન ગેરવાજબી છે. મને તો ખુદાવંદતાલાએ ખરાખોટાની કસોટી માટે માટે બનાવ્યો છે. હું તો ખુદાવંદતાલાની કસોટી છું. મારો શું ગુનાહ છે? મને તો ખુદાવંદતાલાએ માણસ જાતની પરીક્ષા કરવા રાખ્યો છે. અલબતા, હું ખરા ખોટાની કિંમત જાહેર કરૂં છું. જે ખોટા હોય તે પોતે જ સીહા, એટલે કાળા થઇ જાય છે. નેક માણસોને હું પ્રકાશ આપું છું. તેનો હમણાંનો જ દાખલો વીચાર. મેં તને નમાઝ વખતે જગાડયો. જે બદઅસલ લોકો છે, તે મારો પીછો પકડે છે. તેઓ પોતાની ખુશીથી, નફસને તાબે થઇ, બદીમાં ગીરફતાર થાય છે, તેઓ પોતે જ બદીમાં ડુબેલા છે, તેઓ પોતે જ પોતાનું નુકસાન કરે છે. તેમાં હું શું કરૂં? કુતરા અને હરણનાં બચ્ચાંને પારખવાં હોય, તો હાડકાં અને ઘાસ બંને નાંખો. જે ઘાસ ખાએ,. તે હરણ છે. અને હાડકાં ખાએ તે કુતરો છે. હું ખુદાવંદ તો નથી હું કુતરાને હરણ બનાવી શકતો નથી, તેમ હરણને કુતરો કરી શકતો નથી. હું ખુબસુરતને બદસુરત બનાવી શકતો નથી અને બદસુરતને ખુબસુરત કરી શકતો નથી. એક કાળો અને ગોરો

માણુસ પોતાનાં મોં આરશીમાં જુએ, તો જેવો તેનો અસલ ચેહેરો હોય તેવો આરશીમાં દેખાય છે, તેમાં આરશીનો શું વાંક? હું તો નેકબદને જુદા જુદા કરી દેખાડી આપનાર છું.

ઇબલીસના આ પ્રકારના જવાબ સાંભળી, તે પરહેઝગારે ખુદાવંદતાલાની પ્રાર્થના કરી, અરજ ગુજારી કે, ઓ બારીતાલા! આ ઇબલીસની વાતો એવી છે કે, જેવો કાળો ધુમાડો, જેમાં કાંઇ માલમ પડે નહીં. ઓ ખુદાવંદા, તું મારાપર રેહેમ કર. નહીં તો મારી ખરાબી છે. હું આ ઇબલીસને તકરારમાં પુરો પડનાર નથી. માટે, તેની સામે ટકી રેહેવાને, હું તારી મદદ માંગું છું. તું મારા દીલને કુવત બખશ.

આવી રીતે પ્રાર્થના કરીને, તેણે ઇબલીસને એક લોખંડની સાંકળવતી બાંધી લીધો, અને કહ્યું કે, ઓ ઇબલીસ, હવે તું તકરાર મુકી દે. અને સાચું કહે, કે તેં મને શા માટે જગાડયો? મારા જેવો માણુસ તારી સાથે હુજતમાં કેમ પુરો પડે? તું સાચું કહે, મને જગાડવામાં તારી ખાસ મતલબ શું છે?

ઇબલીસે જવાબ આપ્યો કે અજબ છે કે, માણુસજાત પોતે ખરાબ કામ કરે છે, અને મારે માથે દોષ ચડાવે છે. પોતાના દુષ્ટ નફ્સ ઉપર લાનત કરતા નથી, અને મને લાનત આપે છે. તમો પોતાના નફ્સની ખાહેશથી અને તેની માંગણી પ્રમાણે મીઠા મીઠા લુકમા ખાઓ છે, પછી ઝલીલ તથા ખુવાર કેમ નહીં થાઓ? અને તમોને તાપ કેમ નહીં આવે?

**૭લા તલૂમુની વલૂમુ અનફુસકુમ**

**મતલબ.**

તમે મને ઠપકો નહીં આપો, તમારા નફ્સને ઠપકો આપો. તમે ઇનસાન, જે જે બદી કરો છો, તે ઇબલીસથી નથી. તમારા

પોતાના નફસથી છે. તમો દુનીઆની ચીકણી ચીકણી ચીજોની લાલચમાં ફસાઓ છો, અને મને દોષ આપો છો. તમે દુંબા બકરા ખાવાને લલચાઓ છે, અને લુકમાની લાલચથી તમારી આંખો આંધળી થઇ જાય છે. નફસે માંગેલી ખાવાપીવાની ચીજો, અને નફસે માંગેલી મોજ મજાની ચીજો તમોને અંધા બેહેરા કરે છે. મેં તો એક નાફરમાનીની બદી કરી છે. તેનો હજી સુધી પસ્તાવો કરૂં છું. તમે રોજરોજ હજારો બદીઓ તમારા સ્વાર્થ માટે કરો છો. અને ગુનેહગાર મને ગણો છો. તમામ મરદ ઔરત બુરાઈઓ કરે છે, અને તોહમત મારા ઉપર રાખે છે. તમે ભારે ભારે લુકમા ખાઓ છે, અને તેના પરીણામમાં બદહજમી થાય, ત્યારે મારો વાંક કાઢો છો.

તે પરહેઝગારે કહ્યું કે, તું લાખો દલીલ લાવીશ, તોપણ તારો સાચો મકસદ દેખાડયા સિવાય, આ લોખંડના બંધમાંથી, તારો છુટકારો થવાનો નથી. તું તો જાગતાને નિંદ્રામાં નાંખનારો છે. આખો દગાથી ભરપુર છે. માટે બોલ, તેં મને કેમ જગાડયો ? તું તો શરાબની માફક અકલ ખોઇ દેનારો છે. હવે તું નકામા હીલા હવાલા નહીં કર. હું છાણમાંથી કસ્તુરીની વાસની ઉમેદ રાખતો નથી, ચોરમાંથી ચોકીની આશા રાખતો નથી–તું ઇબલીસ છે. તેમાંથી ખેરખાહીની મને ઉમેદ નથી.

ઇબલીસે જયારે જોયું કે, આ પરહેઝગાર મારી કોઇ વાત માનતો નથી અને હવે સાચું બોલવા સિવાય, છુટકો નથી, ત્યારે પોતાના દાંત કચકચાવીને, જવાબ આપ્યો, ઓ પરહેઝગાર, તું રોજ પેગંબર પછવાડે નમાઝ પડવાને જમાતમાં જાએ છે, તે તારૂં પુન્ય જોઈ, મને આગ લાગે છે. પણ જે દીવસે કોઇ પણ કારણથી તું જમાત સાથે નમાઝમાં પહોંચી શકતો નથી, તે દીવસે તું ખુદા-

વંદતાલાની દરગાહમાં એવી ગીરીયા અને ઝારી કરીને રૂએ છે, અને તોબાહ કરે છે, કે તેથી જે સવાબના ખજાના તને હાંસલ થાય છે, તે દેખી મારૂં કલેજું ટુકડે ટુકડા થઇ બહાર નીકળી પડે છે અને મને સુતે, જાગતે, બેસતે ચાલતે, કોઇ પણ રીતે ચેન આવતું નથી. એવા સવાબથી, તને દુર રાખવાને માટે મેં તને જગાડયો. મને તો દુનીઆ પેદા થઇ છે, ત્યારથી જ બની આદમ સાથે વેર છે. અને તેમની સામેનું મારૂં અસલનું વેર લેવાને, તેઓનો ખાસ ખેરખાહ દેખાઇને, તેમની સાથે મળી, તેમને સવાબના રસ્તાથી દુર દુર ખસેડી, તેમને બદીમાં ગીરફતાર કરી, અંતે તેમને દોજખમાં મોકલીને મારા જીવને શાંત કરૂં છું. તે પરહેઝગારે હવે ઇબલીસનો સાચો એકરાર સાંભળીને તેને છોડી મુકયો.

દ્વીતીયા ભાવ તથા હસદને લીધે જે માણસ એક શાંતી, સલાહ, અને નીતિસર ચાલનારી કોમમાં ફીતના પેદા કરી, તફરકા પડાવે છે, તે બીલકુલ પસંદ કરવા જોગ નથી. ખુદાવંદતાલા, એવા ફીતનાખોર ઉપર, ફીતના અને જુદાઇ નંખાવવા માટે, નાપસંદગીની નજરથી જુએ છે. ખુદાવંદતાલાની ઇચ્છા એવી છે કે લોકો સલાહ અને શાંતીમાં રહે, અને સુખી થાય. એક બીજા સાથે હેત મીઠાશ વધે અને સૃષ્ટિ ક્રમ નીયમીત અને સરળ રીતે ચાલે. એવી ખુદાઈ ઇચ્છાની વિરૂદ્ધ થઇ, જે માણસ શાંતી અને સલાહમાં રેહેતી કોમ વચ્ચે, કંકાસ ઉત્પન્ન કરાવે છે, તે ખુદાવંદતાલાની મેહેરબાનીને લાયક કદી પણ થતો નથી. ફીતનાની ઇચ્છા રાખનારા કોઇ પણ ધર્મના કામને બહાને, અથવા બહારથી સુલેહ અથવા કોમનું ભલું કરવાને બહાને પણ કોમમાં તફરકા પડાવે છે, તો પણ તે ખુદાવંદતાલા તરફથી ગઝબને જ લાયક થાય છે.

કોઇ પણ રીતે, રીતનો શબ્દ ખુદાવંદ તાલાના ખૌફ સિવાય બીજી કોઇ ચીજ ખેંચી શકતો નથી.

મૌલાના રૂમની બનાવેલી મસનવી કીતાબમાંથી નીચે લખેલી કુરાને શરીફની આયતોની તફસીર આપવામાં આવેલ છે.

———:o:———

# મસજીદે ઝરાર.

———:o:———

## કુરાને શરીફ સુરે તૌબા આયત ૧૦૭.

**વલ લઝીનત તખઝુ મસજીદન ઈઝરારન વ કુફરન, વ તફરીકન, બૈનલ મોઅમીનીના, વ ઈરસાદન લેમન હારબલ્લાહા વ રસુલહુ, મીન કબલો, વ લયહલેફુન્ના, ઈન અરદના ઇલ્લલ હુસના, વલ્લાહુ યશહદુ, ઈન્નહુમ લ કાઝેબુન.**

**મતલબ.**

અને કેટલાક એવા કે, જેઓએ નુકશાન કરવા માટે, અને કાફરપણાને માટે, અને મોમનોમાં જુદાઇ પાડવાને માટે, અને જેણે અગાઉથી જ ખુદા અને પેગંબર સામે લડાઈઓ કરી છે, તેની રાહ જોવા માટે, મસજીદ બાંધી છે, અને ખચીત તેઓ સોગંદ ખાશે, કે અમે સારૂં કરવા સિવાય બીજું કાંઇ ઇછિયું નથી, પણ ખુદા સાક્ષી આપે છે કે, ખરેખર તેઓ જુઠું બોલનારા છે.

ઉપલી આયતની તફસીર એવી છે કે, નબી મહમદ મુસ્તફાના જમાનામાં, અબુ આમીર કરીને એક મુનાફક રેહેતો હતો. તેણે જંગે ઓહદમાં, નબી સાહેબના દુશ્મન થઇને, તેમની સામે લડાઇઓ કરી હતી. પણ તેમાંથી હારીને, તે રૂમના મુલક તરફ

નાશી ગયો. અને ત્યાં, નબી સાહેબની સામે થવા સારૂ, ફોજ તૈયાર કરવા લાગ્યો. જ્યારે તે રૂમના મુલકમાં હતો, ત્યારે તેના ગોઠીઆ મુનાફકો, જે તેના મદદગાર, મક્કામાં રહેનારા હતા, તેમને કાબા શરીફની મસજીદની સામે, એક મસજીદ બાંધવા લખ્યું, એટલા માટે કે, ત્યાં આવીને તે નબી સાહેબની વિરૂદ્ધ બોધ કરે. તે મુનાફકોએ મસજીદ બંધાવી, પણ તેઓની નીયત એવી હતી કે, નબી સાહેબની જમાતમાં તફરકો નાંખવો. જ્યારે નબી સાહેબ તબુકની લડાઇમાં જતા હતા, ત્યારે મુનાફકોએ તેઓની હજુરમાં આવી ને અરજ કરી કે, તમે અમારી બનાવેલી મસજીદમાં આવી નમાઝ પડાવો, અમે અશક્ત અને ગરીબ માણસો માટે મસજીદ બંધાવી છે, તો આપ ત્યાં પધારો, એવી અમારી ઉમેદ છે. ખરૂં જોતાં તો, તેઓનો ઇરાદો એ હતો, કે નબી સાહેબ ત્યાં પધારે, તો લોકો એમ જાણે કે, ખુદાના રસુલે તેઓનું કામ પસંદ કીધું છે. નબી સાહેબે ફરમાવ્યું, હમણાં હું લડાઇમાં જાઉં છું, તેથી આવી શકતો નથી. પણ લડાઈથી પાછા ફરતી વેળા આવીશ. જ્યારે નબી સાહેબ લડાઇમાંથી પાછા ફર્યા, ત્યારે તેઓએ ફરીથી અરજ કરી ત્યારે, ઉપલી આયત વહી કરવામાં આવી હતી. અને તે આયતની રૂયે, મુનાફકોની દુષ્ટ ધારણા ઉઘાડી પડી ગઇ, ખુદાવંદ તાલાનું ફરમાન આવ્યું કે, ઓ નબી તેઓને તેઓની દુષ્ટ ધારણ વિષે, કાંઇ પણ મુરવ્વત રાખ્યા વગર કહી દે. જ્યારે નબી સાહેબે તેમને કહ્યું, ઓ દગલબાઝ લોકો, તમે મને ફરેબમાં નાંખવા આવ્યા છો? ત્યારે તેઓએ ખુદાવંદ તાલાના તથા કુરાને શરીફના કસમ ખાઇને કહ્યું કે, અમે સારી ધારણાથી આવેલા છીએ.

ગુફ્ત પેગંબર કે, સૌગંદે શુમા;
રાસ્ત ગીરમ, યાકે સૌગંદે ખુદા.

મસનવી મૌલાના રૂમ.

### મતલબ.

નબી સાહેબે ફરમાવ્યું કે, હું તમારા કસમ ખરા માનું, કે ખુદાવંદ તાલાના કસમ ખરા માનું?

ત્યારે મુનાફ્કોએ જવાબ આપ્યો કે,

**કે બહુકકે ઇં કલામે પાક રાસ્ત;**
**કે બનાયે મસજીદ, અઝબહેરે ખુદાસ્ત.**

મસનવી મૌલાના રૂમ.

### મતલબ.

મુનાફ્કોએ જવાબ દીધો કે, આ પાક કુરાનના કસમ ખાઇને અમે કહીએ છીએ, કે આ મસજીદનો પાયો, ખુદાના નામપર છે. મુનાફ્કોનો આ જવાબ સાંભળી, નબી સાહેબે ફરમાવ્યું કે,

**ગુફ્ત પૈગંબર કે આવાઝે ખુદા;**
**મી રસદ, દર ગુશે મન, હુમચુ સદા.**

મસનવી મૌલાના રૂમ.

નબી સાહેબે ફરમાવ્યું કે, મારા કાનમાં ખુદાવંદ તાલાના શબ્દોના પડઘા પડી રહ્યા છે કે,

### કઝઝબતુમ.

એટલે તમે જુઠા છો. ત્યાર બાદ, નબી સાહેબે તે મસજીદે ઝરાર બાંધનારા મુનાફ્કોને, પોતાની હુજુરમાંથી, ગુસ્સા સહીત હાંકી કાઢયા.

આ ઉપરાંત, તે મસજીદે ઝરારના બારામાં, બીજી ત્રણ આયતો, ખુદાવંદ તાલા તરફથી, નાઝેલ કરવામાં આવી. તે આ છે,

———:૦:———

# કુરાને શરીફ, સુરે તૌબા, આયત ૧૦૮.

લા તકુમ ફીહી અબદન, લ મસજીદુન ઉસ્સેસા અલત તકવા, મીન અવ્વલે યૌમીન, અ હકકો અન તકુમા ફીહી. ફી હી રીજાલુન યુહેબ્બુના અંય યત તહહરૂ, વલ્લાહો યુહીબ્બુલ મુત તહહરીન.

મતલબ.

ઓ રસુલ, તું મસજીદે ઝરારમાં ઉભો નહીં રહે. પહેલે દીવસથી જ, પરહેઝગારી માટે, જે મસજીદનો પાયો છે, તે બચીત વધારે યોગ્ય છે, કે, તેમાં તું ઉભો રહે. તેમાં એવા માણસો છે, કે જેઓ પાક થવાને ઈછે છે. અને ખુદાવંદ તાલા પાક રેહેનારાઓને ચાહે છે.

———:o:———

# કુરાને શરીફ સુરે તૌબા આયત ૧૦૯.

અ ફ મન અસસસા બુનયાનહુ, અલા તકવા, મીનલ્લાહે, વ રીઝવાનીન, ખૈરૂન, અમ, મન અસ્સસા બુનયાનહુ, અલા શફા જુરૂફીન હારીન, ફનહારા બીહી, ફીનારે, જહન્નમા, વલ્લાહો લાયહદીલ કોમઝ ઝાલેમીન,

મતલબ.

શું, ત્યારે જે કોઇએ, પોતાના ધર્મનો પાયો, ખુદાવંદ તાલાના ડર, અને તેની ખુશીપર નાંખ્યો છે, તે વધારે સારો છે, કે જે કોઇએ, પોતાના ધર્મનો પાયો, નદીના પોલા, અને પડું પડું થઇ રહેલા કાંઠાપર નાંખ્યો છે, તે વધારે સારો છે? પછી તે લોકો, તે સહીત, દોજખની આગમાં પડે છે. અને ખુદાવંદ તાલા જુલમગાર કોમને રસ્તો દેખાડનાર નથી.

# કુરાને શરીફ સુરે તૌબા આયાત ૧૧૦.

લા યઝાલો બુનયાનો હુમુલ લઝી બનૌ રૈબતન, ફી કુલુબે હીમ, ઈલ્લા અન તકત્તઆ કુલુબોહિમ, વલ્લાહુ અલૈહીમ હકીમ.

મતલબ.

તેઓના અંતકરણના કટકે કટકા થઇ જાય, તે સિવાય, જે પાયો તેઓએ બાંધ્યો છે, તે પાયો, હમેશાં, તેઓનાં અંતકરણમાં શંકા ઉત્પન્ન કરશે, અને ખુદાવંદ તાલા દાના સમજદાર છે.

———:o:———

# મસજીદ શબ્દનો શબ્દાર્થ પ્રમાણે થતો અર્થ.

મસજીદ શબ્દનો અર્થ, શબ્દાર્થ પ્રમાણે, નીચે આપવામાં આવે છે. અરબી ભાષામાં, ઘણા ખરા મૂળ શબ્દ, ત્રણ અક્ષરના હોય છે, અને તેમાં, કાંઇક અગાઉ, કાંઈક મધ્યમાં અને કાંઈક છેવટમાં વધારો કરી, નવા શબ્દો બનાવવામાં આવે છે.

દાખલા તરીકે

(૧) જલસ, એટલે બેસવું.
તેની પહેલાં મ અક્ષર ઉમેરવાથી, તે કામ કરવાની જગ્યા, મજલસ–બેસવાની જગ્યા, એમ થાય છે.

(૨) કતબ, એટલે લખવું.
તેની પહેલાં, મ અક્ષર ઉમેરવાથી તે કામ કરવાની જગ્યા, મકતબ, એટલે લખવાની જગ્યા, એમ થાય છે.

(૩) દરસ, એટલે વાંચવું.

તેની પેહેલાં, મ અક્ષર ઉમેરવાથી, તે કામ કરવાની જગ્યા, મદરસા, એટલે શીખવાની જગ્યા, એમ થાય છે.

(૪) શરક, એટલે ઉગવું,
તેની પેહેલાં મ અક્ષર ઉમેરવાથી, તે કામ થવાની જગ્યા, મશરક, એટલે સૂર્યને ઉગવાની દિશા, એમ થાય છે.

(૫) ગરબ એટલે આથમવું.
તેની પેહેલાં, મ અક્ષર ઉમેરવાથી, તે કામ થવાની જગ્યા, મગરબ, એટલે સૂર્યને આથમવાની દિશા, એમ થાય

(૬) તેવીજ રીતે સજદ, એટલે સુજદો કરવો,
તેની પહેલાં, મ અક્ષર ઉમેરવાથી, તે કામ કરવાની જગ્યા, મસજીદ, એટલે સુજદો કરવાની જગ્યા, એમ થાય છે.

આ મૂળાર્થ ઉપરથી જાણી શકાશે, કે મસજીદ એ શબ્દનો ખરો અર્થ, સુજદો કરવાની જગ્યા થાય છે, એટલે કે બીજા આકારમાં બોલીએ તો, ખુદાવંદ તાલાની બંદગી કરવાની જગ્યા, એવો અર્થ થાય છે. કોઈ જગ્યા મસજીદ થવાને, તેનાપર ગોળ અણીદાર મીનારા હોવા જ જોઇએ, એવી શરત નકી નથી. પણ જે જગ્યાનો ઉપયોગ ખુદાવંદ તાલાના સુજદા માટે થાય, તે જગ્યા મસજીદ છે. ઇસમાએલી લોકોમાં, જે મસજીદો તરીકેની જગ્યાઓ છે, તેને જમાતખાના કેહેવામાં આવે છે, અને જમાતખાનામાં, મસજીદ એટલે સુજદાના ઠેકાણા માટે, એક ભાગ ઠેરાવવામાં આવે છે. અને તેનો ઉપયોગ, મસજીદ શબ્દના મૂળ અર્થ પ્રમાણે, ઇબાદત બંદગીને માટે જ થાય છે. વળી એવા જમાતખાના, એટલે મસજીદો, ફીસાદની જગ્યાઓ એટલે મફસદો, નહીં થઇ પડે, તેના માટે ઘણી જ દુરઅંદેશી વાપરી, ઈસમાઇલી હાજર ઈમામની વડપણ નીચે જ રાખવામાં આવે છે, અને એવા જમાતખાના ઉપર, કુલ

અધીકાર, જમાનાના હાજર ઈસમાઇલી ઇમામના હાથમાં રહે છે. અને તે ઇમામો જમાતખાનાનો ઉપયોગ મસજીદ તરીકેજ થાય, એટલે ખુદાવંદ તાલાની બંદગી માટેજ વપરાય, અને તેમાં કોઇ રીતની ફીસાદ ન થાય, અને મસજીદ શબ્દનો મૂળ અર્થ અમલમાં આવે, તેવો ઉપયોગ થાય, તેને માટે ખાસ ધ્યાન રાખે છે. દાખલા તરીકે, ઈસમાઇલી હાજર ઇમામ નામદાર આગાખાન સર સુલતાન મહમદશાહ જી. સી. આઇ. ઇ. ના જંગબારના ફરમાનનો એક ફકરો અતરે ટાંકીશું.

## ફરમાન.

### કોઇ પણ જમાતખાનામાં, ફીસાદની વાતો કરવાનો હુકમ નથી.

ઇસમાઇલી ઇમામો હમેશાં સુલેહ શાંતીના હીમાયતી છે અને તે બીના સાબીત કરવાને માટે, હાજર ઇસમાઇલી ઇમામ નામદાર આગાખાન સર સુલતાન મહમદશાહ જી. સી, આઇ. ઈ. એ પોતાના આફ્રિકા ખાતેના પ્રવાસમાં જે ફરમાન ફરમાવ્યું હતું, તે લખવામાં આવે છે.

## ફરમાન.

તમે મારા લડાઇને ફીસાદના લશ્કર નથી. તમે મારા સુલેહ અને સલાહ કરાવનાર લશ્કર છો. હું તમોને એવો હુકમ કરૂં છું કે જ્યાં લડાઇ, ફીસાદ અને ફીતનો હોય ત્યાં તમે સલાહ કરાવી આપો. તમે મારા મોહુબ્બતના લશ્કર છો. તમે મોહુબ્બતના ઝાડના છાંયા તળે બેસો. અને તેને મોહુબ્બતનું પાણી પીવરાવો. તમે પોતપોતામાં ભાઇઓ થઇને ચાલો. મુમનનું દીલ ખુદાવંદનું ઘર છે, માટે મુમનનાં દીલમાં ફીસાદ ન જોઇએ. દીલમાંથી ફીતનો કાઢી નાંખવો. તમે તમારૂં દીલ એવું સાફ કરો, કે કયારે પણ

પ્રીતનો પેદા ન થાય. તમારા દીનમાં કોઇ બેદીન હોય, તોપણ તેની સાથે દુશ્મની નહીં કરો. દુશ્મની હરામ છે. દુશ્મનીનો અર્થ એ કે, કોઇને મારવું, કોઇને દુઃખ દેવું, કોઇને નુકશાન પહોંચાડવું કોઇના સગા વહાલા, ઔરત મરદ વચ્ચે પ્રીતના કરાવવા હરામ છે. એવા માણસોથી દુર રેહેજો. તમે બધા એક થઈ, દીલમાંથી કીનો કાઢી નાંખો. કારણ કે, માણસના રૂપમાં શૈતાન તૈયાર બેઠો છે. તે માણસને છેતરે છે. કેટલાક માણસો, જાહેરમાં સારા દેખાય છે, પણ તેઓના દીલમાં શૈતાન હોય છે. અને માણસને જ્યારે ગાફેલ જુએ છે, ત્યારે તેને ફરેબ આપે છે. તમે એવા ઇનસાન-રૂપી શૈતાનથી દુર રેહેજો. તમોને પેહેલી નસીહત એ આપું છું કે, ફીતનાખોર બેદીનથી દુર રહેજો. બલીહારી જઈએ, આવા હાજર ઈમામપર, કે જેઓ પોતાના મુરીદોને આવાં અમૃત પીવ-રાવી, તેમને દુનીઆ તથા દીનમાં ઉંચામાં ઉંચી હાલતે ચડાવે છે. હાજર ઇમામ આપણા મુરશીદ છે, તેઓ પુત્ર પ્યાર હૈડે ધરી, આવા આબે હયાતે આપણી આગળ રજુ કરે છે. હવે તેને પીવું, ન પીવું તે આપણા નસીબ ઉપર આધાર રાખે છે.

ગત ગંગામાં અમીજલ ભર્યા;
ત્યાં હુઆ નિરંજન સાહેબજીકા વાસા.
સુગરા હોય સો ભરભર પીવે;
નુગરા જાય પીઆસા.

ઇસમાઇલી ધર્મશાસ્ત્ર.

આવા અમૃતના ઝરા મુરશીદ હાજર ઇમામની દરબારમાં નીરંતર વહ્યા કરે છે. પણ તે છતાં જેનાં નસીબ બદ છે, તેઓ તરસ્યા રહી જાય છે. પણ જેઓ નસીબદાર છે. તેઓ આ અમૃતના કટોરા ભરી ભરીને પીએ છે, અર્થાત, તેઓ હાજર ઈમામના

ઉપર મુજબના હીરા માણેકથી વધારે મુલ્યવાન, એકદીલીના ફરમાનો, સુલેહ ફેલાવનાર ફરમાનો, શાંતી ઉપજાવનાર ફરમાનો, કીનો હુસદ કાઢીને, ફેંકી દેવાના ફરમાનો, ભાઇચારા તથા સંપના ફરમાનો, દ્વીતીયાભાવના ટુકડે ટુકડા કરી નાંખનારા ફરમાનો સાંભળી, તેઓપર અમલ કરી, પોતાનો દુનીઆનો ફેરો સફળ કરે છે, અને બીજાઓને પણ તે પ્રમાણે ચાલવાની ભલામણ કરે છે. અમે પણ, અમારા વાંચનાર ભાઈઓને અરજ કરીએ છીએ કે, "પીઓ ભાઈ પીઓ, આવાં અમૃતના રસનો સ્વાદ ચાખો અને તેની મદદથી અમર પદવી ભોગવો. આ મનુષ્ય દેહ, અને તે સાથે આવા હાજર ઈમામ, ઘડી ઘડી હાથ આવવાના નથી. ફીસાદ અને દ્વીતીયાભાવ કાઢી નાંખો. અને હાજર ઇમામના હુકમ અને ઇચ્છા પ્રમાણે, અરસપરસ ભાઇઓ બની જાઓ, અને એક બીજાઓ સાથે, માયા અને મોહુબ્બતથી ચાલો અને આ દુનીઆમાં તમારૂં સ્વર્ગ બનાવી લો અને તમારી શાંતીમાં ખલલ ન પડે, માટે ફીસાદખોર બેદીનથી દુર દુર રહો.

અમૃત પીવે સો જુગાજુગ જીવે
વૈકુંઠ પાવે વૈમાન—અજંપીઆતણો.
હરદમ ધરીએ ધ્યાન—અજંપીઆતણો,

ઈસમાઇલી ધર્મશાસ્ત્ર.



# પ્રકરણ ત્રીજું.

———:o:———

# હાજર ઈમામની જરૂરીયાત તથા ફાયદા.

———:o:———

આ વિષયમાં, ઈનસાન ફકત પોતાની જાતીબુદ્ધિથી ચાલુ દુનીઆ અને આખરત સુધારી શકે કે નહીં, તે બાબતની તપાસ લઇશું.

આ દુનીઆની મોહજાળની સાંકળ એવી જબરદસ્ત છે કે કોઇ પણ માણસ પોતાની ફકત જાતીબુદ્ધિથી તેમાંથી મુક્ત થઈ શકતો નથી. આ દુનીઆરૂપી મહાસાગરનાં મોજાંથી અફળાતી ઝીંકાતી મનુષ્ય જાતની જીંદગીના વહાણને, સલામતી સાથે, નજાત એટલે છુટકારાના બંદર સુધી લઈ જવાને વાસ્તે, હરપળે ઈમામરૂપી કપ્તાનની જરૂર છે. આ ભવસાગરમાંથી પોતાની ફકત જાતીબુદ્ધિથી કોઈપણ ઈનસાન પાર પામી શકતો નથી.

જેવી રીતે એક દવાખાનામાં દવાની બાટલીઓ મોજુદ હોય, અને વૈદકવિદ્યાને લગતાં પુસ્તકો પણ તૈયાર હોય, તોપણ તેમાંથી આપણું કશું વળતું નથી. એ વૈદકવિદ્યા જેણે સંપાદન કરી હોય, તેની મદદથીજ દવા આપવાનું કામ ચાલી શકે છે. જેમ કોઈ મકાનમાં કોઈ મોટી ઈમારત બાંધવી હોય, અને ઈમારતના પ્લાન, નકશા બધા મોજુદ હોય, છતાં પણ તેથી કાંઈ વળતું નથી. કોઈ ઈજનેર કામ ચલાવે, ત્યારે ચાલે છે. જેમ કોઈ વિદ્યાર્થિ પાસે સઘળાં ધોરણોનાં પુસ્તકો મોજુદ હોય, પણ શીખવનાર વગર

અંધારૂં રહે છે, અને કાંઈ જ્ઞાન પ્રાપ્ત થતું નથી, તેમ કોઈ પણ પ્રકારનાં ધર્મજ્ઞાનનાં ગમે તેવાં ફીલસુફી ભરેલાં પુસ્તકો મોજુદ હોય, તોપણ સમજાવનાર વગર બધાં નકામાં છે. જેમ કોઈ ઉંટ ઉપર, કુરાને શરીફ વગેરે પુસ્તકો લાદી, અરબસ્તાનમાં એક શેહેર-માંથી બીજે શેહેર લઈ જવામાં આવે છે, પણ ઉંટ આલેમ થતો નથી, તેમ ગુરૂ વગરનો ઈનસાન, જે ઈનસાનના રૂપમાં એક જાનવર મીસાલ છે, તેને ધર્મજ્ઞાનનાં ગમે તેવાં ઉંચાં પુસ્તકો આપો, તોપણ ગુરૂની ગેરહાજરીમાં, તે પુસ્તકો તેને તદન નકામાં થઇ પડે છે. ખુદાવંદતાલાએ માણસ જાતની હીદાયતને માટે, દુનીઆ પેદા થઈ, ત્યારથીજ, કીતાબો સાથે નબીઓ મોકલવાની જરૂર વીચારી છે, અને તેથી જ કીતાબોની સાથે કીતાબો સમજાવનારાઓને પણ મોકલવાની ગોઠવણ કરેલી છે અને તે જ કારણથી, એકલી કીતાબ આસમાનમાંથી વરસાદની માફક ફેંકવાને બદલે, હજરત જીબરા-ઇલની મારફતે, તે કીતાબ સમજાવનારા રસુલો ઉપર, તે કીતાબો વહી કરેલ છે. જેમ કે, તૌરાત સમજાવવા સારૂ હજરત મુસાને, ઝબુરને માટે હજરત દાઉદને, ઇંજીલને માટે હજરત ઇસાને, તથા ફુરકાનને માટે હજરત નબીમહમદ મુસ્તફાને પસંદ કીધા છે. રસુલો ઉપર કીતાબો એટલા માટે મોકલી છે કે તેઓ લોકોને સમજાવે.

નબીમહમદ મુસ્તફા એ ખાતેમુલ અંબીયા એટલે છેવટના નબી છે અને છેલી ખુદાઈ કીતાબ, પાક કુરાને શરીફ લોકોને સમજાવવા તેઓને ભલામણ કરવામાં આવી છે.

:o:

# કુરાને શરીફ સુરે નહલ.

**અનઝલના ઇલૈકુઝ ઝીકરા, લે તુબૈયીના લીન નાસે, મા નુઝઝેલા ઇલૈહીમ વ લઅલ્લહુમ યતફક્કરૂન.**

**શબ્દાર્થ.**

અનઝલના—અમે ઉતાર્યું છે.
ઈલૈકા—તારા તરફ.
ઝીકરા—કુરાને શરીફ.
લે તુબૈયીના—કે તું સમજાવે.
લીન નાસે—લોકોને.
મા નુઝઝેલા—જે ઉતારવામાં આવ્યું છે તે.
ઈલૈહીમ—તેઓની તરફ.
લઅલ્લહુમ યતફક્કરૂન—જેથી તેઓ વીચાર કરે.

**મતલબ.**

ઓ રસુલ, અમે તારા તરફ કુરાને શરીફ નીચે ઉતાર્યું છે, એટલા માટે, કે તું લોકોને તે સમજાવે. અને કદાચ તેઓ વીચારે અને સમજે.

———:o:———

# કુરાને શરીફ સુરે બકર.

**કમા અરસલના ફીકુમ રસુલન, મીનકુમ, યતલુ અલૈકુમ આયાતના, વયુઝક્કી કુમ, વ યુઅલ્લેમ-કુમુલ કીતાબા, વલ હીકમતા વ યુઅલ્લેકુમ, મા લમ તકુનુ તઅલમૂન.**

**મતલબ.**

જેમકે તમારી વચ્ચે, તમારામાંથી એક પેગંબર અમોએ મોકલ્યો છે, કે જે તમારી પાસે અમારી આયતો વાંચે, અને તમને પાક કરે, અને તમને કુરાન અને હીકમત શીખવે, અને જે તમે પોતાની મેળે જાણવાના નહોતા તે તમને બતાવે.

વળી, ખુદાવંદ તાલા, પોતાની ખાસ મેહેરબાનીથી દરેક કોમ ઉપર, તેમની પોતાની જ ભાષામાં કીતાબો મોકલે છે. અને તેમના ઉપર નબીઓ પણ, તેજ, ભાષા બોલનારા મોકલે છે.

——:o:——

# કુરાને શરીફ સૂરે ઈબરાહીમ.

## મા અરસલના મીન રૂસુલીન, ઇલ્લા બે લીસાને કૌમેહી, લે યુબૈયીના લહુમ

### મતલબ.

અમે કોઇ પણ નબીને, તેની કોમની ભાષા વગર, મોકલ્યો નથી, કે જેથી તેઓ તેમને ધર્મ શિક્ષણ સારી રીતે આપે.

આ ઉપરથી, અમારા વીચારવંત ભાઇઓ જોઈ શકશે, કે ખુદાઇ કીતાબ તેના ખરા આકારમાં લોકોને સમજાવવાની ખાસ જરૂર છે. અને એ સમજ ફક્ત તે કીતાબ જે નબીપર ઉતરેલી હોય તેને, તથા તેના જાનીશીન ગાદીવારસ, જેને તે રસુલ તે કીતાબ યથાર્થ સમજાવી જાય છે, તેને જ સંપૂર્ણ સમજાય છે, અને ફકત તેજ ધણી, તે કીતાબનું યથાર્થ ખરા સ્વરૂપમાં જ્ઞાન આપી શકે છે. નબી મહુમદ મુસ્તફા પછી ફકત હુજરત અલી પાસે જ, એ કીતાબનું જ્ઞાન ખરા સ્વરૂપમાં હતું. અને હુજરત અલીને નબી રસુલલ્લાહુ પોતા પછી ઇમામ નેમી ગયા હતા, તેથી હુજરતઅલી પેહેલા હકદાર ઇમામ ગણાય છે. હુજરત અલીથી હાલ જમાનાના ઇસિમાઈલી હાજર ઈમામ, નામદાર આગાખાન, સર સુલતાન મહુમદશાહ જી. સી. આઇ. ઇ. સુધી, અડતાલીશ ઇસમાઇલી ઈમામો થયા છે. અને હુજરત અલીથી વંશપરંપરા ફકત ગાદીની-

શીન થનાર ઈમામને, કુરાને શરીફનું યથાર્થ જ્ઞાન તથા ઇમામની સત્તા મળતી જાય છે. અને એ પ્રમાણે, હર જમાનાના હાજર ઇમામ, તે વખતના મુરીદોને કુરાને શરીફના મૂળતત્વો સમજાવતા જાય છે.

———:o:———

# કુરાને શરીફ સુરે ઈમરાન

**હુવલ લઝી અનઝલા ઇલૈકલ કીતાબા, મીનહુ, આયાતુન મુહકમાતુન. હુન્ના ઉમ્મુલ કીતાબે, વ ઊખરા, મુતશાબેહાત. ફ અમ્મલ લઝીના, ફી કુલુબે હીમ, ઝૈગુન, ફ યતબઉના, મા તશાબહામીન હુ. ઈબતીગાઅલ ફીતનતા, વબતીગાઆ તઅવીલેહી. વ મા યઅલમુતઅવીલહુ, ઈલલ્લાહો વરરાસેખુના ફીલઈલ્મે, યકુલુના, આમન્ના બીહી, કુલ્લુન મીન ઈંદે રબ્બેના, વ મા યઝઝક્કરૂ ઈલ્લા ઉલુલ અલબાબ.**

**મતલબ.**

ખુદાવંદ તે જ છે કે, જેણે તારા ઉપર કુરાન ઉતાર્યું. તેમાં કેટલીક આયાત, સ્પષ્ટ છે, તે આયાત તે કીતાબની માતા છે. અને બીજી કેટલીક, બહુ અર્થી, ગુઢાર્થવાળી છે. પણ જેઓના અંતઃકરણમાં અવળાઇ છે, તે ગુઢાર્થ પ્રમાણે ચાલે છે. અને ફીતનાની ઇચ્છા, અને પોતાની ઇચ્છા પ્રમાણે અર્થ કરવાનો હેતુ રાખે છે, પણ તેનો ખરો અર્થ, ખુદા સિવાય કોઇ જાણતું નથી. જેઓ જ્ઞાનમાં દૃઢ છે તેઓ કહે છે કે, અમે તેમાં ઇમાન લાવ્યા છીએ. તે સઘળું અમારા પરવર દીગાર પાસેથી છે. અને ડાહ્યા માણસો સિવાય, કોઇ શીખામણ લેતું નથી.

ઉપલી આયાતો પરથી, અમારા વાંચનાર ભાઇઓ જોઇ શકશે કે, કુરાને શરીફમાં ઘણે ઠેકાણે એવા ગુઢાર્થ છે કે, જેનું યથાર્થ ખરા સ્વરૂપમાં જ્ઞાન તથા સમજણ ખુદાવંદ તાલા ધરાવે છે. તે સમજણ, ખુદાવંદ તાલાએ તે કીતાબ જેનાપર ઉતારી હોય તેને જ આપેલ છે. તથા તે કીતાબ મેળવનાર નબી, પોતા પછી થનાર ગાદીનીશીન ઇમામને જ, સમજ આપી જાય છે. અને નબી તથા ઇમામ સિવાય કોઇ બીજો તે ગુઢાર્થની ખરી મતલબને પહોંચતો નથી.

કેટલાક માણસોનું કહેવું એમ છે કે, જે જે હુશીઆર તથા પરહેઝગાર માણસ હોય, તે ધર્મનું જ્ઞાન યથાર્થ રીતે સમજાવી શકે છે. હુવે જો એમજ બનતું હોત, તો નબી મહુમદ મુસ્તફાને પણ, લોકોએજ ચૂંટી કાઢયા હોત, અને તેની પાસેથી પોતાની મરજીથી દીનની તાલીમ લીધી હોત. અને નબી મહુમદ મુસ્તફાને, લોકો-એજ પોતાના દીનના ઉપરી બનાવ્યા હોત. પણ આપણે જોઇએ છીએ કે, નબી મહુમદ મુસ્તફાને નબુવત ખુદાવંદ તાલાએ પોતે જ આપી હતી. મકકાના લોકો તો પેહેલાં તેની સામે થયા હતા. અને તેના પરીણામમાં આખરે નબી સાહેબને મકા છોડી મદીનામાં જવું પડયું હતું. કુરેશ આરબો, જે નબી સાહેબના ટોળાના અને સગા હતા, તેઓ પણ તેમના કટા વેરી થયા હતા. આ ઉપરથી સાબેત થાય છે કે, ધર્મની તાલીમ આપવા માટે, નબુવત અને ઈમામત છે, તે લોકોના મત ઉપર નથી, પણ ખુદાવંદ તાલાના મત ઉપર છે. નબી મહુમદ મુસ્તફા હુજરતઅલીને ઇમામતની ગાદી આપી ગયા હતા, અને ત્યાર પછી, એક ગાદીપતી, પોતાની ઈમા-મતના છેવટના ભાગમાં, બીજા ગાદી નીશીનને, ઈમામત, તથા કુરાને શરીફ તથા દીનનું સંપૂર્ણ જ્ઞાન તથા મૂળતત્ત્વો આપતા

જાય છે. અને એવી રીતે, ગાદીપર આવનાર, ઇમામ ગણાય છે. અને ફકત તેજ ઇમામ, દીનનું ખરૂં સ્વરૂપ સમજાવી શકે છે. વળી

Times are changed, and we are changed with them.

**મતલબ.**

જમાનો ફરતો જાય છે અને આપણે પણ તે સાથે ફરતા જઈએ છીએ.

માટે આ દુનીઆના **ઇનકીલાબે ઝમાન** એટલે જમાનાના ફેરફાર પ્રમાણે, આપણી હાલતો અને હાજતો બદલાતી જાય છે અને નવા નવા જમાનામાં, નવા નવા સંજોગો ઉભા થતા જાય છે અને નવા નવા સંજોગોની નવી નવી વ્યવસ્થા કરવાની જરૂર પડે છે. અને તે વ્યવસ્થાઓ, ધર્મના કાનુનસર બંધ બેસતી કરવાને માટે, **હાજર ઇમામની** ખાસ જરૂર છે. જેમકે પ્રતાપવંત બ્રીટીશ રાજ્યમાં રાજ્ય ચલાવવાના બધા કાયદા મોજુદ છે, છતાં પણ **લેજીસલેટીવ કાઉંસીલ**, એટલે કાયદા બાંધનારૂં મંડળ સ્થાપવાની જરૂર જણાઇ છે. એ મંડળ, નવા નવા સંજોગો વચ્ચે નવા નવા કાયદા, ન્યાયના ધોરણ ઉપર બાંધે છે. તેમજ, આ દુનીઆમાં, જે નવા નવા સંજોગો તથા ફેરફાર ઉભા થતા આવે છે, તેને ધર્મની રીતે બંધ બેસતા કરવા સારૂ, કુરાને શરીફની સાથે, **હાજર ઇમામની** ખાસ જરૂર છે. કુરાને શરીફ અને હાજર ઇમામ, હાથમાં હાથ નાંખીને સાથેજ રેહેવાં જોઇએ. નહીં તો, જગતમાં ધર્મસંબંધી સંપૂર્ણ યથાર્થ, ખરા સ્વરૂપમાં જ્ઞાન કદી પણ મળી શકે નહીં.

કેટલાકનું કેહેવું એમ છે કે, નબી મહુમદ મુસ્તફા પછી, તેના દીનના ઉલમા એટલે જ્ઞાની લોકો, હીદાયતનું અને ધર્મશાસ્ત્ર સમજાવવાનું કામ કરી શકે. પણ તેઓને જવાબમાં કેહેવાનું કે, વાઘનાં બચ્ચાંજ વાઘ થાય; અને બકરાનાં બચ્ચાં બકરાં થાય.

બાજ પક્ષીનાં બચ્ચાં બાજ અને હુમા પક્ષીનાં બચ્ચાં હુમા થાય છે. કાગડાનાં બચ્ચાં કાગડા, તથા ઘુવડનાં બચ્ચાં ઘુવડ થાય છે. ઘઉંમાંથી જવ થતા નથી અને જવમાંથી ઘઉં ન થાય. હીદાયતને માટે, જે ખુદાવંદનું નુર, આ દુનીઆની રાહનુમાઇ માટે, આવેલું છે, તે જ ખરી હીદાયત કરી શકે છે. તે નુર સિવાય, બીજો કોઇ પણ હીદાયતનું કામ કરી શકે જ નહીં.

નબી મહમદ મુસ્તફા પછી, હજરત અલી તથા ત્યાંથી પેઢી દર પેઢી ઉતરતા હાજર ઇમામની ખાસ જરૂર મુસલમાનના સરવે ફીરકાવાળાઓએ કબુલ કરેલ છે. કારણ કે, નબી મહમદ મુસ્તફા પછી, કુરાને શરીફ ઉપરાંત, બીજા કોઈની જરૂર ન હોત, તો ખલીફા તથા ઈમામોની ગાદી કુલ મુસલમાનોમાં ચાલી છે, તે ચાલત જ નહીં. પણ જ્યારે સરવે મુસલમાનોએ, ખલીફ તથા ઈમામોને, પોતા ઉપર વડપણ આપ્યું છે. ત્યારે માનવાને બની આવે છે કે, કુરાને શરીફ ઉપરાંત, કુરાને શરીફ યથાર્થ રીતે સમજાવનાર, **હાજર ઈમામની** ખાસ જરૂર છે. અને **હાજર ઈમામની** અગત્યતા આ જમાનામાં કોઇ પણ કારણથી ઓછી થતી નથી. **હાજર ઈમામની** ખાસ જરૂર છે, એ બાબત માનવંતા **પીર સદરદીન** ઇસમાઇલી મુરીદોને ઘણા ભાર સાથે જણાવી ગયા છે. અને તે પ્રમાણે ઇસમાઇલી લોકો પોતાના હાજર ઇમામ પાસેથી દીન સંબંધી સરવે તાલીમ મેળવે છે. અને કુરાને શરીફના ગુઢાર્થના ખુલાસા તથા દીન સંબંધી અડચણો પુછી, પોતાના દીલની તસલ્લી કરે છે. અને **હાજર ઇમામ** તરફથી, એવા ખુલાસા મળે છે કે, પુછેલી બાબતમાં, કાંઇપણ મુશકેલી બાકી રેહેતી નથી. ઇસમાઇલી લોકો પોતાના **હાજર ઇમામન** ચુસ્તપણે વળગી રેહેવામાં, પોતાના દુનીઆ તથા દીનના લાભ ગણે છે. ઇસમાઇલી લોકો **હાજર ઈમામના** ફાયદા જાણી શકયા છે. તેઓ પોતાના

**હાજર** ઇમામને ખરી વફાદારીથી ચાહે છે અને **હાજર** ઇમામની તાબેદારીમાં ન રહે, તેને ઇસમાઇલી મુરીદોની સંખ્યામાં ગણવામાં આવતો નથી.

## હદીસ.

**મન માત, વલમ યઅરફ ઇમામ ઝમાનેહી, ફમાત મૈયતન જાહેલીયતન.**

**મતલબ.**

જે માણસ મરી ગયો, અને ત્યાં સુધી, પોતાના જમાનાના ઇમામને નહીં ઓળખ્યો, તે અજ્ઞાનતા ભરેલી હાલતમાં જ મરી ગયો.

કુરાને શરીફમાં જે ગુઢાર્થો છે, તેમાં ફીતનો કરાવનારા, ફીતનો કરાવવાના હેતુથી, પોતાની ખુશી પ્રમાણે તરજુમા કરી, લોકોને ભુલાવે છે. એવા ગુઢાર્થના ખરા અર્થ, ફકત ઇમામજ જાણી શકે છે, અને સમજાવી શકે છે અને એવા ગુઢાર્થની તઅવીલ એટલે ખુલાસો, ઇમામ પાસેથી જ મળી શકે છે. કુરાને શરીફ, અને ધર્મની કુલ મુસકેલાતના ખુલાસા મેળવવા સારૂ, **હાજર** ઇમામની ખાસ જરૂર છે. **હાજર ઇમામ**, ધર્મના ખાસ ફરમાનો અને અગત્યતા, પોતાના મુરીદોને ઘણી બારીકીથી સમજાવે છે. **હાજર ઇમામ**, રાજા અને પ્રજા વચ્ચે, એખલાસ કરાવે છે. જે રાજાની વસ્તી ઈસમાઈલી મુરીદો હોય, તે રાજા તરફ અચુક ભકિતભાવ ધરાવવા, મુરીદોને હમેશાં ભલામણ કરે છે. અને પોતાના મુરીદોને, સારા દેશી અને સારા ધર્મી બનાવે છે. આ દુનીઆ તથા આખરતના સુખના દરવાજા ખોલવાની ચાવી તેઓને આપી, ઈશ્વરી કામ બજાવે છે. અત્રે ઇસમાઇલી ધર્મના એક જ્ઞાનનો દાખલો આપશું.

**સાંભળો મુમન વેદની વાત.**
**બેહેશ્તની કુંચી આપણા સતગુરજીને હાથ.**
**સતગુરસું મન દ્રઢ કરી લાવો.**
**સતગુર તાળાં ખોલે, મોમન બેહેશ્તે જાઓ.**

ઈસામાઇલી ધર્મશાસ્ત્ર.

**મતલબ.**

ઓ ઇમાનદાર ભાઇઓ, જ્ઞાન શાસ્ત્રની વાત હું તમોને કહું છું, તે તમે સાંભળો. જન્નતમાં જવાની ચાવી હાજર ઇમામના હાથમાં છે. એટલે, હાજર ઇમામ તમોને જ્ઞાનરૂપી ચાવી આપશે, તેથી તમો જન્નતમાં જઇ શકશો. હાજર ઇમામ ઉપર સંપૂર્ણ વિશ્વાસ રાખો; એટલે કે, હાજર ઇમામના ફરમાન માફક, કંઈ પણ શંકા સિવાય અમલ કરી, નેક રસ્તે ચાલો. હાજર ઇમામ સ્વર્ગનાં તાળાં ખોલી આપે છે, એટલે, સ્વર્ગમાં જવામાટે આડા અજ્ઞાનતાના દરવાજા તથા તાળાં મારેલાં છે, જે સ્વર્ગમાં જવાને ઇનસાનને અટકાવે છે તે મુરશીદ હાજર ઇમામ ખોલી આપે છે. અર્થાત, તમારી અજ્ઞાનતા દુર કરી, તમોને નેક રસ્તે ચડાવે છે. તે મુરશીદ હાજર ઇમામના ફરમાન પ્રમાણે અમલ કરી, તમે સુખેથી સ્વર્ગમાં પધારો.

**દાના બીલ હકીકત રસુલ અસ્ત, અલૈહીસ**
**સલામ, અંદર દૌરે ખેશ**

**મતલબ.**

ખરેખર દાના એટલે ડાહ્યા પુરૂષ, નબી રસુલલ્લાહ તેઓના જમાનામાં હતા.

**વ વસીએ ઉ ઇમામે રૂઝગાર અસ્ત, અંદર અસરે ખેશ.**

**મતલબ.**

તથા નબી રસુલલ્લા પછી, હરેક હાજર ઈમામ, પોતાના જમાનામાં ખરેખરા દાના, એટલે ડાહ્યા પુરૂષ છે.

**વ હરકે, બ ઇમામે રૂઝગારે ખુદ, દુશ્મની કુનદ, વ**
**ઇતાયતે ઉ, નદારદ, ઇતાયતે રસુલ, નદાશ્તેહ બાશદ.**

**મતલબ.**

અને જે માણુસ નબી મહમદ મુસ્તફા પછી, પોતાના જમાનાના ઈમામની દુશ્મની કરે છે, અને તેની તાબેદારી સ્વીકારતો નથી. તેની નબી મુસ્તફાની તાબેદારી સ્વીકારેલી ગણવામાં આવતી નથી.

**વ હરકે, ઇતાયતે રસુલ, નદારદ, ઇતાયતે ખુદા, ન દાશ્તેહ,**

**મતલબ.**

અને જે માણુસની નબી મહમદ મુસ્તફાની તાબેદારી સ્વીકારેલી ગણવામાં આવતી નથી. તેની ખુદાવંદ તાલાની તાબેદારી સ્વીકારેલી ગણવામાં આવતી નથી.

**આં શખ્સ, કાફર બુવદ.**

**મતલબ.**

એવો માણુસ કાફર થઇ જાય છે.

**વ હરકે, ઇતાયતે ઇમામે ઝમાન, ન દારદ, ઇલ્મ ન યાબદ.**

**મતલબ**

જે માણુસ ચાલુ જમાના ઈમામની તાબેદારી સ્વીકારતો નથી તેને જ્ઞાન થતું નથી.

**વ હરકે, ઇલ્મ ન યાબદ, બ બેહેશ્ત, ન રસદ,**
**અંદર દોઝખ, બે માનદ.**

**મતલબ.**

અને જે માણસને જ્ઞાન થતું નથી, તે જન્નતમાં પહોંચતો નથી. દોઝખમાંજ રહે છે.

નબી મહમદ મુસ્તફા ફરમાવી ગયા છે કે,

**મસલો ઝુરરીયતીન, કમસલે સફીનતે નુહ,**

**મન રકબહા—નજા.**

**વમન તખલ્લફા અનહા, ગરકા.**

**મતલબ.**

મારા ગાદીનીશીન આલની મીસાલ, **નુહનબીની કીશતી** છે. જે તેમાં ચડયો, તે છુટકારો પામ્યો અને જેણે તેનાથી પીઠ ફેરવી, તે ડુબી મુઓ. ઉપલી હદીસને મલતો ઇસમાઇલી ધર્મ જ્ઞાનનો પાઠ, અત્રે રજુ કરવામાં આવે છે.

**નાવ ભલી અલી શાહકી, વામેં ડોર**
**વામેં ડોર અપાર.**
**જો કોઈ ચડે ઇસ નાવમેં,**
**સોબી હુએરે.**
**સોબી હુએરે હમારા.**

ઇસમાઇલી ધર્મશાસ્ત્ર.

**પંજતને પરીવાર ભેજીઆ**
**સો રાહ બતાવણ કાજ,**
**જીને કીને મુખ ફીરાવીઆં**
**સો રહ્યા શફાઅત આજ.**

ઇસમાઇલી ધર્મશાસ્ત્ર.

**મતલબ.**

આ કળજુગમાં સંસાર સાગરમાંથી પાર ઉતરવાને માટે, હજરત અલીનું વહાણ સૌથી સરસ છે. એ વહાણમાં ચડનારને માટે,

શાંતી છે. જે માણુસ એ વહાણુમાં બેસે છે, એટલે તેની બૈયત તાબેદારી કરે છે, અને તેના ફરમાન મુજબ ચાલે છે, તે અમારો છે, એટલે અમારા રક્ષણુ તળે છે.

હાજર ઇમામની જે માણુસ તાબેદારી કરે છે, તેને હાજર ઇમામ પોતાના વહાણુના ઉતારૂ ગણે છે, તેને પોતાના ફરજંદ ગણે છે, તેને જ મુક્તિનો રસ્તો દેખાડે છે અને તેને જ અસલ મકાને પહોંચાડે છે, માટે, આપણુને લાજમ છે કે, આપણા દીન દુનીઆની બેહેતરી અને ભલાઇને માટે, આપણા હાજર ઇમામને સંપૂર્ણ વફાદારી તથા તાબેદારીથી વળગી રેહેવું જોઇએ.

**ઇમામ પીછાણો તો સીદક દુરૂસ્ત;**
**તુસા જીન્નત પીઓગે, ઠામ.**

ઇસમાઇલી ધર્મશાસ્ત્ર.

ઇસમાલી ધર્મશાસ્ત્ર પ્રમાણે, હજરત મૈલા મુરતજાઅલીની ગાદીપર, જે જે વખતે, જે જે ઇમામ બીરાજતા હોય, તેને **હાજર ઇમામ** ગણવામાં આવે છે, અને ફક્ત તેમનીજ તાબેદારી તથા ફરમાન બરદારી ઇસમાઇલી ધર્મ પાળનારા ઉપર વાજબ છે. એક જમાનામાં બે હાજર ઇમામ થઇ શકતા નથી. હાલના આપણા જમાનામાં, હજરતઅલીના હૈયાત ગાદી વારસ, હક મૌલાના શાહ સુલતાન મહમદશાહ, એ અડતાલીશમા હાજર ઇમામ છે, અને તેમનીજ તાબેદારી તથા ફરમાન બરદારીની, ઇસમાઇલી ધર્મ માનનારાને, જરૂરીયાત તથા ફરજ છે, અને તેમના સિવાય બીજા કોઇના ઉપર મુક્તિની આશા બાંધવાની જરૂર નથી.

હિંદુસ્થાનમાં ઇસમાઇલી ધર્મનો પ્રકાશ કરનાર માનવંતા પીર સદરદીનના વખતમાં **હકમૌલાના ઇસલામશાહ**, હાજર ઇમામ હતા. તે વખતના હાજર ઇમામને માટે, તથા ત્યારપછીના તે જ

તખ્તના ગાદીનીશીન હાજર ઈમામોની તાબેદારી વિષે ઇસ-માઇલી ધર્મશાસ્ત્રમાંથી નીચેના દાખલ સાથે, આ વિષય પુરો કરવામાં આવશે.

આશાજી, સતીઆના સત ઇસલામશાહ રાખે.
સરેવો સોહી નરજી.
એણે ઠામે જે નર બેસે.
તેને ધીઆવો ગતીઉં લોકા—હરી.

આશાજી, કલજુગમાંહે, કહી પાખંડ થાએશે.
થાએશે તે ખોટા ખોટજી.
એ તખતે જે નર બેસે.
તેને સરેવો મોરા ભાઈ. —હરી.

પીરપાક નબી કીલાવે.
જે કોઈ મુસલ્લે નબીકે આવે.
અવર પીર બોહોત કીલાવે.
તીસથી સેંસો કબી ન જાવે.
આલ ઇમામ તે કહીએ.
જે તખતે બેસે જાણરે.
પીર મુરશીદ કીલાવે.
નબુવત નીરવાણરે.

ઇસમાઈલી ધર્મશાસ્ત્ર.

———:o:———

# પ્રકરણ ચોથું.

—:o:—

# ફરમાને મુરશીદ.

—:o:—

**મુરશીદ** શબ્દ, ઇરશાદપરથી નીકળ્યો છે. ઇરશાદ એટલે, હીદાયત અથવા સીધો રસ્તો, અને મુરશીદનો અર્થ, ઇરિશાદ એટલે હીદાયત અથવા સીધો રસ્તો બતાવનાર થાય છે. **મુરીદ** એટલે, ખાહેશમંદ અથવા ઉમેદવાર, એટલે કે ઇરિશાદ, એટલે હીદાયત અથવા સીધો રસ્તાનો ઉમેદવાર. ઉપલા શબ્દાર્થપરથી જોઇ શકાશે, કે દરેક કામમાં મુખ્ય ત્રણ તત્વો હોય છે. પેહેલી, પાયા તરીકે હાસલ કરવાની ચીજ, બીજું તત્વ, તે ચીજ મેળવવા માટે રસ્તો દેખાડનાર, અને ત્રીજું તત્વ, તે ચીજ મેળવવાની ખાહેશ ધરાવનાર. મુરશીદની ગાદીને **મસનદે** ઇરશાદ કરીને, કેહેવામાં આવે છે. આપણે ધારીએ કે, આપણે અજ્ઞાન નાનાં બચ્ચાં છીએ. અને નિશાળમાં ભણવા જઇએ છીએ. હવે અહીંઆ પણ ઉપર જણાવેલાં ત્રણ તત્વો હોય છે. પેહેલું તત્વ, ભણવાનો વિષય, બીજું તત્વ ભણવનાર મહેતાજી, તથા ત્રીજા તત્વ તરીકે, ભણનાર વિદ્યાર્થીઓ હોય છે. આપણે જ્યારે મોટા થઇએ છીએ, ત્યારે પેહેલા તત્ત્વ, વિષય તરીકે, કાંઇક ધંધો હુન્નર કળા હોય છે. અને બીજા તત્ત્વ તરીકે, તે ધંધાની તાલીમ આપનાર હોય છે. અને ત્રીજા તત્ત્વ તરીકે, આપણે શીખનાર હોઇએ છીએ. દુનીઆમાં એવું કોઇ પણ કામ નથી, કે શીખવનાર વગર, આપણે સંપૂર્ણ રીતે તે કામ પાર પાડી શકીએ. કદાચ કોઇ શીખનાર ઘણો ચાલાક અને હુશીયાર હોય છે તો પોતાના

બુદ્ધિબળ વડે, કોઇ ચીજમાં થોડો ઘણો પ્રવેશ કરે છે. પણ વચમાં, તેમાં કાંઇ અડચણ આવે છે, અને તેમાં સમજ નહીં પડવાથી, તે કામ તેને છોડી દેવું પડે છે, અને કદાચ ભાગ્ય જોગે, તે સર અનજામને પહોંચે તોપણ, શીખવનારના ખુબી ભરેલા ટુંકા રસ્તાની ખબર નહીં હોવાથી, ઘણા લાંબા ગોટાળામાં પડી, ઘણો પૈસો તથા કિંમતી વખતનો ભોગ આપવો પડે છે. એક સાધારણ હીસાબ કરવો હોય કે, સો પાવલાના કેટલાક રૂપીઆ થાય? હવે આ નાનકડો હીસાબ, બે રીતે થઇ શકે. ચાર પાવલાનો એક રૂપીઓ. બીજા ચાર પાવલાનો એક રૂપીઓ મલીને આઠ પાવલાના બે રૂપીઆ થયા. ત્રીજા ચાર પાવલાનો એક રૂપીઓ, મળીને બાર પાવલાના ત્રણ રૂપીઆ, એવી રીતે ચાર ચાર પાવલે, એક એક રૂપીઓ ચડાવતાં આખરે સો પાવલાના પચીશ રૂપીઆ થાય છે. પણ જો કોઈ ઉસ્તાદ તેને શીખવે કે, "સોએ પાએ પચીશ" તો તેની આ બધી કડાકુટ મટી જાય છે. લાગલોજ, તે હીસાબ કરી શકે કે, સો પાવલાના પચીશ રૂપીઆ થાય. આવી રીતે, દરેક કામમાં શીખવનાર હોય તો, પોતાની જાતી મેહેનતથી, જે ચીજ હાંસલ ન થઇ શકે, તે ચીજ હાંસલ થાય છે. જે ચીજ ઘણી મુશકીલાઈથી હાંસલ થતી હોય, તો તે ઘણી સેહેલાઇથી હાંસલ થાય છે. શીખવનાર ધણી, જે પ્રમાણે હુકમ કરે, તે પ્રમાણે શીખનારે વર્તવું જોઇએ, અને તેના ફરમાનમાં કોઇ રીતની શંકા આણવી ન જોઇએ, તેમ શીખવનારના ફરમાનનાં કારણ તરત વેળા ન સમજાય, તો પણ, શીખનારે ફરમાનપર ચાલવાની આદત પાડવી જોઇએ. હરેક ફરમાન થવાનું કારણ જાણ્યા પછી જ શીખવનારનો હુકમ ઉપાડવો, એવા વીચાર ધરાવનારનું કોઈ કાર્ય સિદ્ધ થતું નથી.

થોડાં વરસની વાતપર, બે પારસીના છોકરા મેટરીકયુલેશનની પરીક્ષા પસાર કરી, દાકટરી કોલેજમાં અભ્યાસ કરવા જતા હતા.

વૈદ્યકની એક પરીક્ષામાં, તે બન્ને છોકરા નાપાસ થયા. તેઓએ નીરાશ થઇ એક બીજા સાથે છુપી મસલત કરી, કોઈ જાતનું પ્રાણઘાતક ઝેર પી લીધું. તેઓના મા બાપને આ બાબતની ખબર પડતાં, તેમના ઝેરનો ઉતાર કરવાને માટે, તરત એક હુશીયાર દાકટરને બોલાવવામાં આવ્યો. દાકટરે તે બન્નેના પેટમાંથી ઝેર કાઢી નાંખવાને માટે દવાનો ડોઝ તૈયાર કર્યો. એક છોકરાએ દાકટરના કેહેવા પ્રમાણે, તે દવા પી લીધી અને થોડા વખતમાં, દાકટરની દવાની અસરથી ઉલટીમાં ઝેર નીકળી જવાથી, તે સારો થઇ ગયો, બીજા છોકરાને દવા પીવાનું કેહેતાં, તેણે પુછ્યું, દાકટર સાહેબ, આ શું દવા છે. અને એ દવા કયા કયા અવયવોપર, અને શી રીતે અસર કરે છે. આ બધું મને સમજાવો. દાકટરે જવાબ આપ્યો, ભાઈ સાહેબ, હાલ તરત, આ દવા પી લીઓ. એ દવાના ગુણ-દોષ, તથા તે કેમ અસર કરે છે, તે જાણવાને ઘણી મુદત જોઈએ છીએ. વખત લાગશે, તો તમારા પ્રાણ નીકળી જશે. માટે હાલ તરત, કારણ વિષે તપાસમાં ઉતરવાને બદલે, મારા હુકમને માન આપો અને તમારા મનમાં કોઇ રીતની શક નહીં રાખો. તે છોક-રાએ દાકટરનું કેહેવું માન્ય રાખ્યું નહીં, અને ઝેરની અસરથી થોડી વારમાં, પોતાનો જીવ કરતારને અર્પણ કર્યો.

આ ઉપરથી જોવાનું બની આવે છે કે, શીખનાર માણસ દરેક ચીજના કારણો જાણવાને, તે વેળા લાયક હોતો નથી. તેમ, તે વખત, કારણો જાણવાને અનુકુળ પણ હોતો નથી. શીખવનાર ઉસ્તાદના ફરમાન ઉપર પૂર્ણ શ્રદ્ધા રાખી, ચાલવાની ખાસ જરૂર છે. જ્યારે બે મહાન રાજ્યો વચ્ચે, મોટી લડાઇ થાય છે, ત્યારે એક જેનરલના હાથ નીચે, આસરે દશ હજાર માણસનું લશ્કર મુકવામાં આવે છે. રણક્ષેત્રમાં જે ઠેકાણે જેનરલનો પડાવ હોય છે,

ત્યાં ચારે બાજુથી તારનાં દોરડાંનો વ્યવહાર રાખેલો હોય છે. તે જેનરલ મોટાં મોટાં દુરબીન માંડીને દુશ્મનોની હીલચાલની તપાસ રાખે છે. રાતના અંધારામાં રોશનીના કીરણો ફેંકીને, દુરના દેખાવની તપાસ રાખે છે. વળી, તે લડાઇના મેદાનથી, લડાઇની કળાથી પુરતો માહીતગાર હોય છે, અને વખતો વખત, સમય અનુસાર, પોતાના ધ્યાન પ્રમાણે, પોતાના હાથ નીચેનાં માણસોને હુકમ આપતો જાય છે. દરેક ફરમાનના કારણ જાણે, અગર નહીં જાણે, તો પણ જેનરલ તરફથી નીકળતા હુકમને તાબે થવાને સીપાહો ઉપર ફરજ રાખવામાં આવેલી હોય છે. જો કોઇ માણસ પોતાના જેનરલના હુકમને તરત તાબે થતો નથી, તો તેના ઉપર ભારે સજા રાખવામાં આવેલી હોય છે, અને તે વાજબીજ છે. કારણ કે, આવા બારીક પ્રસંગમાં, જો માણસો જેનરલના હુકમના કારણો જાણવામાં રોકાય, અને તરત તેની તાબેદારી ન કરે, તો લડાઇનું ચક્કર એકદમ બદલાઇ જાય. તેવી જ રીતે, જ્યારે કોઇ સ્ટીમર એકએકા તોફાનમાં આવી જાય છે, ત્યારે સ્ટીમરનો કપ્તાન, જેના હાથમાં સ્ટીમરનો ચાર્જ હોય છે, તે પોતાની સમજ પ્રમાણે, સ્ટીમરને બચાવવાને ખાતર, ઇંનજીનીયર, સુકાની તથા બધા ખલાસીઓને હુકમ ફરમાવતો જાય છે. ઇંજીનીઅરને કેહે છે કે, આટલા પાવરથી ઇનજીન ચલાવ. સુકાનીને કેહેશે કે, આ બાજુ સુકાન ફેરવ. ખલાસીઓને કેહેશે કે આ સઢ ચડાવો, આ સઢ ઉતારો. વખતે તેના ધ્યાનમાં આવે તો, ઇસ્ટીમરનો માલ પણ દરીઆમાં વામી નાંખવાનો હુકમ આપે છે. કપ્તાનના હુકમને તાબે થવાને, બાકીના દરેક અમલદાર ઉપર ફરજ રાખવામાં આવેલી હોય છે. જો આવે વખતે, દરેક તાબેદાર માણસ, કપ્તાન સાહેબના ફરમાનનાં કારણ જાણવામાં રોકાય, તો નક્કી સ્ટીમર લાસ જાય

દુર શું કરવા જવાનું છે? આપણા ઘરનો જ દાખલો જ લઇએ. ઘરનો કારભાર ચલાવનાર માણસ, પોતાની કમાઇના પ્રમાણમાં, ખરચ કરવાને માટે, પોતાની બૈરી તથા બચ્ચાંને હુકમ કરે છે. અથવા, ઘરમાં કોઈ માંદાં પડે, તો પોતાના અનુભવ અને ધ્યાન પ્રમાણેના ઇલાજો કરે છે, જો ઘરના બૈરાં બચ્ચાં કુટુંબના વડા, કુટુંબ મેનેજ કરનારના ફરમાનમાં રહે, તો સુખી થાય છે. પણ કારણો સમજવાની તેઓમાં શક્તિ ન હોય, અને દરેક હુકમના કારણો જાણવા માંગે તથા ઘરના વડાના હુકમ પ્રમાણે ન ચાલે તો તે ઘરની ખાના ખરાબી થાય છે. એ પ્રમાણે દરેક કામમાં, તાબેદારોએ ઉપરીના ફરમાન પ્રમાણે ચાલવું જોઇએ. ઉપરીનાં ફરમાન સર ચાલવાની ટેવ પાડવી જોઈએ. જ્યારે તેઓની બુદ્ધિ પાકટ થશે, ત્યારે દરેક ચીજનાં કારણો પોતાની મેળે ખુલ્લાં થઇ જશે. તરતવેળા, ઉપરીના ફરમાન ઉપર, પૂર્ણશ્રદ્ધા તથા વિશ્વાસ રાખી, ફરમાન ઉપર અમલ કરવો જોઇએ. ઉપરીના ફરમાનની કેટલી ગંભીરતા તથા કિંમત છે, તે સમજવા સારૂ મસનવી મૌલાનાં રૂમમાંથી એક દાખલો નીચે આપવામાં આવે છે.

———:o:———

# ધીજનીનો સુલતાન તથા અમૂલ્ય હીરો.

અફઘાનીસ્તાનના મુલકમાં ધીજની કરીને એક શેહેર છે, તેમાં અગાઉ, સુલતાન મહુમદ કરીને એક બાદશાહ થઇ ગયો છે. તે પાદશાહ, એક દીવસે, પોતાની રાજ્ય સભામાં બીરાજ્યો. તે વખતે ત્યાં સરવે વજીર અમીર ઉમરાવ, સીપાઇ, ચાકર નોકર હાજર હતા. સુલતાન મહુમદે પોતાના તખ્ત ઉપર બેસીને, પોતાના પાકી-ટમાંથી એક ઘણું કિંમતી પ્રકાશીત જવાહેર બહાર કાઢીને મોટા

વજીરના હાથમાં આપ્યું, અને પુછ્યું કે, આ જવાહેરની કેટલી કિંમત હશે? તે વજીરે જવાબ આપ્યો કે, સો ગુણમાં જેટલું સોનું માય, તેટલી આ જવાહીરની કીંમત છે. બાદશાહે ફરમાવ્યું કે, આ જવાહીરને તોડી નાંખ.

વજીરે જવાબ આપ્યો, ઓ બાદશાહ, સલામત, હું આપના ખજાનાનો ખેરખાહ છું. આવા મોટી કીંમતના જવાહીરને હું કેમ તોડી શકું?

સુલતાન મહુમદે કહ્યું, શાબાશ, મારા નીમકહલાલ વજીર, તારાપર આફરીન છે. તું મારો ખરેખરો ખેરખાહ છે. તારી અકલ તથા સમજણ શાબાશીને લાયક છે, એમ કહી, પોતાના અંગ ઉપર જે કિંમતી દાગીનાં તથા લેબાસ હતા તે ઉતારીને તે વજીરને ભેટ તરીકે આપ્યા. ત્યારબાદ, થોડીવાર સુધી, તે વજીર સાથે જુદા જુદા વિષયોપર વાતો ચલાવી, અને તે વાત ભુલાવી આપી. થોડીવાર પછી, બીજા કારભારીને બોલાવીને પુછ્યું કે, જો કોઇ ખાહેશમંદ ઘરાક હોય, તો આ જવાહીરની શું કીંમત આવે? તે કારભારીએ જવાબ આપ્યો, ઓ ખુદાવંદ, આ જવાહીરની કીંમત અરધી બાદશાહી જેટલી થાય. ખુદાવંદતાલા, એ જવાહીરને નુકસાનમાંથી બચાવે. સુલતાન મહુમદે તે કારભારીને પણ ફરમાવ્યું કે, તું તેને ભાંગી નાંખ.

તે કારભારીએ જવાબ આપ્યો કે, આવા સૂર્યનો પ્રકાશ જેવા જવાહીરને તોડી નાંખવું, એ અફસોસકારક છે. ઓ બાદશાહ સલામત, તેની કીમતનો સવાલ એક તરફ મુકતાં પણ તેની રોશની તથા ચમક તપાસો. સૂર્યનું તેજ, તેની તાબેદારીમાં છે. આવા જવાહીરને તોડવાને કોનો હાથ ચાલે? શું આ જવાહીરને તોડીને હું બાદશાહી ખજાનાનો દુશ્મન બનું?

સુલતાન મહુમદે તેને પણ શાબાશી આપીને, ઇનામ એક રામ આપ્યાં અને તેની અકલની ઘણી ઘણી તારીફ કરી તથા તેના પગારમાં પણ વધારો કરી આપ્યો. આવી રીતે, બીજા પચાશ ઉમરાવોને પુછયું, તથા જવાહીર તોડી નાંખવા ફરમાન કર્યું. બધા અમીરોએ જેવી રીતે વજીરે તથા કારભારીએ જવાબ આપ્યા તેવોજ જવાબ આપ્યો. કોઈએ પણ, બાદશાહુના ફરમાન પ્રમાણે અમલ કરીને, જવાહીર તોડવાનું દુરૂસ્ત વીચાર્યું નહીં, અને બાદ-શાહે પણ, સૌની તારીફ કરી, ઘટતાં ઇનામો આપ્યાં.

છેવટે, અયાઝ કરીને સુલતાન મહુમદનો માનીતો ગુલામ હતો, તેને બોલાવીને તે જવાહીર તેના હાથમાં મુકયું, અને કહ્યું કે, એ અયાઝ, બધા અમીર ઉમરાવોએ આ જવાહીરને તપાસ્યું છે. તથા તેની કદર કીંમત કરી છે. હવે તું પણ તપાસ. તેનું તેજ જો. અને વીચાર કરીને મને જવાબ આપ કે, આવા તેજવાળું જવાહીર છે. તેની શું કીંમત થાય ? અયાઝે જવાબ આપ્યો કે, હું જે કાંઇ ધારી શકું, તેનાથી તેની કીંમત વધારે છે. બાદશાહે તેને પણ હુકમ કર્યો કે તને તોડીને ટુકડે ટુકડા કરી નાંખ–અયાઝે પોતાના બાદશાહનો આ હુકમ સાંભળતાં, તેજક્ષણે, કાંઇ પણ બીજો વિચાર કર્યા સિવાય, આ અમુલ્ય હીરો, સુરજની રોશની સાથે હરીફાઇ કરનાર જવા-હીરને, સૌ રાજ્યસભા જુએ છે તેમ, તોડીને ચુરેચુરા કરી નાંખ્યા. અયાઝને બાદશાહી ફરમાનની કીંમત હતી, તેથી બાદશાહી ફરમાન આગળ જવાહીરની કાંઈ કીંમત ગણી નહીં, તેમ બીજા વજીરો, તથા–કારભારી અમીર ઉમરાવોને તે જવાહીર ન તોડવા માટે, જે ઉમદા બખશીશો મલી હતી, તેની પણ–બાદશાહી ફરમાન આગળ કાંઈ દરકાર કરી નહીં.

જ્યારે અયાઝ એવા કીંમતી જવાહીરને, જોતા જોતામાં તોડીને ભુકે ભુકો કરી નાંખ્યો, ત્યારે સરવે અમીરોમાં શોર ઉઠી રહ્યો. તેઓ એક બીજાને કેહેવા લાગ્યા, કે અયાઝની કેવી ડહાપણ છે કે આવા પ્રકાશીત જવાહીરને તોડી નાંખ્યું–એ બાદશાહનો નીમક હરામ ગુલામ છે. તેઓએ સાથે મળીને અયાઝને સખત ઠપકો આપ્યો.

અમીર ઉમરાવ, વજીર, કારભારીએ વગેરેના ઠપકાના બોલ શાંત પણે સાંભળી લીધા પછી, અયાઝે એક અસરકારક ભાષણ મારફતે દરબારીઓને કહ્યું, ઓ નામદાર સરદાર લોકો, તમે તમારી અકકલ પ્રમાણે, મને ઠપકાના વચન સંભળાવ્યાં, મારૂં કામ તમોને ગેરવાજબી લાગ્યું, પોતાની અક્કલ ઉપર મગરૂર થયા તો હવે મને દેખાડો કે, બાદશાહનું ફરમાન વધારે કીંમતી હતું કે જવાહીર? ખુદાને વાસ્તે કહો કે, તમરી નજરમાં સુલતાનનો અમર વધારે મરતબાવાળો હતો કે જવાહીર? ઓ અજ્ઞાન અમીરો તમારી નજર બાદશાહના જવાહીરપર હતી, બાદશાહપર નહીં હતી. તમારો કીબલો ખોટી બાજુપર હતો. તમારી નેમ ઉંધી હતી હું બાદશાહની જાત સિવાય, બીજી કોઈ પણ ચીજપર ધ્યાન કરતો નથી. તમારી શું અકલ છે કે, આ જવાહીર, જે એક પથર છે, તેનું ધ્યાન તમોએ રાખ્યું, અને બાદશાહ સલામતના ફરમાનનું ધ્યાન તમોએ નહીં રાખ્યું. તમોએ એક ચકચકીત પથ્થરને ન તોડયો બાદશાહનું અમુલ્ય ફરમાન તોડયું. તમોએ એક જુની ઝુપડી બચાવી અને આખું શહેર તારાજ કર્યું. તમોએ એક વાળની રક્ષા કરી, અને માણસનો પ્રાણ લીધો. તમોએ કોડીની, કીંમત કરી, અને કરોડો રૂપીઆનો ખજાનો ઉડાડી દીધો. તમોએ હાથીદાંતને ખાતર, હાથીને માર્યો. તમોએ કસ્તુરી સારૂ, મૃગનો નાશ કર્યો. ઓ દરબારીઓ, એક મહાસાગર કરતાં, એક પાણીના ટીપાને

તમે વધારે વજન આપ્યું. નવટાંકને, મણ કરતાં વધારે વજનદાર ધાર્યો. કોલસાને, હીરા કરતાં વધારે કીંમતી સમજ્યા. મચ્છરને, હાથીપર સરસાઇ આપી. ઓ દરબારીઓ! તમે રંગપર મરો છો, રંગ પેદા કરનાર તરફ ધ્યાન આપતા નથી. ઘડામાં નજર કરવાથી શું ફાયદો છે? પાણીની નેહેરપર ધ્યાન રાખો. રંગ જોવા એ તો સ્ત્રીઓનાં કામ છે. ઓ બેવકુફ અમીરો, બાદશાહનું ફરમાન, જે ખરેખરૂં જવાહીર હતું, તે તમોએ તોડયું. અફસોસ, એ ખરા જવાહીરની તમોને કદર ન આવી.

જ્યારે સર્વે દરબારીઓએ અયાઝનું ભાષણ સાંભળ્યું, ત્યારે તેઓના દીલપર ઘણી ઉંડી અસર થઇ, અને સૌ જંખવાણા પડી ગયા. તેઓએ શરમને લીધે પોતાનાં માથાં નીચે ઝુકાવ્યાં, અને પોતાની આ ફરમાન તોડવા સબંધી થયેલી મહાન તકસીરનો અફસોસ કરવા લાગ્યાં. સેંકડો હાય તેમના દીલમાંથી નીકળવા લાગી. પણ હવે શું થાય? થવાનું થઇ ચુકયું. હવે પસ્તાવો શું કામ આવે? બાદશાહે જલ્લાદને હુકમ કર્યો કે, મારા તખ્ત આગળથી આ અકલના આંધળા લોકોને દુર કર. આ નાલાયક લોકોની એવી લાયકી કયાં છે, કે મારા તખ્ત આગળ બેસવાનો અધીકાર તેઓને હોય. તેઓએ એક પથ્થરને માટે, અમારૂં બાદશાહી ફરમાન તોડયું. અમારા ફરમાનની કીંમત, એક પથ્થર બરાબર પણ નહીં કરી શકયા. એક પથરને જોઇને, અમારૂં ફરમાન રદ કર્યું. આવા કમ અકલ અકલના આંધળાઓને, અમારી રૂબરૂમાં કાપી નાંખ.

સુલતાન મહુમદનો આ પ્રમાણેનો કડવો હુકમ સાંભળી અયાઝ ઉઠયો, અને બાદશાહના તખ્ત આગળ માથું નમાવીને, તેઓને માટે માફી ચાહી. અયાઝે બાદશાહને અરજ ગુજારી કે, ઓ બાદશાહ સલામત, હું એક અદના ગુલામ છું, હું આપને

કેમ કહી શકું કે "માફ કરો." આમ કેહેવું, એ પણ એક જાતનો હુકમ છે. હું એ રીતના શબ્દ વાપરવાનો અધીકાર ધરાવતો નથી. હું એક અદના ગુલામ હતો, અને હજી પણ તેવો જ છું. પણ આપ ખુદાવંદે, આપની કરમબખશીથી, આપની હજુરમાં મને કબુલ ફરમાવ્યો છે, તો આપ ખુદાવંદની એ દયાને પ્રતાપે, હું આ અમીરોની શીફારશ કરૂં છું. આપની દયાના દરીયાને જોશમાં લાવી, ગુલામની શીફારશ કબુલ ફરમાવશો, તો આપના મોટાં મન અને મરતબાને ઘટતું જ થશે. આપના અદના ગુલામની શીફારશ સ્વીકારશો, આપની અસંખ્ય મેહેરબાનીઓમાં, એક અમુલ્ય બખશેશનો બીજો વધારો થશે. ઓ જહાનપનાહ, અલ અફૂ, અલ અફૂ, માફી! માફી!

સુલતાન મહમદે પોતાના અકલના દરીઆ, દાના દીલ, માનીતા ગુલામ, અયાઝની સીફારસ ધ્યાનમાં લઇ, તેને ખાતર સઘળા અમીરોને માફ કર્યા.

શેખશાદી પોતાની ગુલસ્તાન નામે કીતાબમાં ફરમાન વિષે નીચેની, બૈતો ફરમાવે છે.

> અબરો બાદો મહો ખુરશેદો ફલક, દર કારંદ.
> તા, તુ નાની બકફ આરી, વ, બ ગફલત, ન ખુરી;
> હમેહ, અઝ બહરે તો, સરગશ્તેહ, વ ફરમાં બરદાર.
> શરતે ઈનસાફ, ન બાશદ, કે તુ, ફરમાન ન બરી;

મતલબ.

વાદળાં, પવન, ચંદ્રમા, સૂરજ અને આકાશ મંડળ, એ સઘળાં કામમાં મંડેલા છે; કે જેથી તું રોજી હાથમાં મેળવે, અને ગફલતથી, ન ખાએ. ઉપર લખેલા સર્વે, તારે માટે ફર્યા કરે છે. અને ખુદાવંદતાલાની ફરમાન બરદારી કરી, નીયમીત ગતી કરી રહ્યા

છે, અને તું પણ જો તેઓની માફક, ખુદાવંદતાલાની ફરમાન બરદારી નહીં ઉપાડે, તો ઈનસાફની રીત નથી.

———:o:———

# હજરત નુહ તથા તેનો છોકરો કીનઆન.

નુહ નબીએ આ દુનીઆમાં નવસો પચાશ વરસ સુધી નબુદત ચલાવી, તે દરમીયાન, એવી રીવાયત કરવામાં આવે છે કે, ફકત ચાલીશ મરદ અને ચાલીશ ઓરત તેઓપર ઈમાન લાવ્યાં. નુહ નબી હમેશાં એક પહાડના મથાવાળાપર ચડીને, દાવત કરતા હતા કે,

**લાઇલાહા, ઈલલ્લાહ, અના રસુલુલ્લાહ.**

**મતલબ.**

ખુદાંવદ સિવાય બીજો કોઈ ખુદા નથી, અને હું ખુદાવંદનો રસુલ છું.

નુહનબીનો આ અવાજ, મશરકથી મગરબ સુધી સંભળાતો હતો. અજ્ઞાન લોકો હજરત નુહને ઘણુંઘણું દુઃખ દેતા હતા. અહીંઆં સુધી કે, તે પાક નબીના ગલીમાં રસીનાંખીને ખેંચતા હતા. ત્યારે નુહનબીએ ખુદાવંદતાલાની દરગાહમાં અરજ કરી કે

**“યા ખુદાવંદ, આ અજ્ઞાન લોકોને તારા રસ્તાપર બોલાવું છું અને તેઓ મારાપર જુલમ અને સીતમ કરે છે.**

નુહનબીની અરજ ઉપરથી ખુદાવંદતાલાએ હજરત જબરાઈલને મોકલાવ્યા. જેણે કહ્યું કે, ઓ નુહનબી, તમારી અરજ ખુદાવંદે સાંભળી છે, અને ફરમાવ્યું છે કે, એ કાફરો ઈમાન લાવવાના નથી, તે કાફર લોકોને હું તોફાનમાં ગરક કરીશ. અને તમે અમારી રૂબરૂ અમારા હુકમ પ્રમાણે, કીશતી તૈયાર કરી, તેમાં

તમારા મુરીદ ઇમાનદારને લઈ બેસજો. અને જ્યાં હું તમોને કીનારો દેખાડું, ત્યાં સહીસલામત ઉતરજો. તોફાન ઉઠવાની એ નીશાની થશે કે, તમારા ઘરમાં તનુર છે, તેમાંથી ગરમ પાણી ઉભરાઇને બહાર પડશે.

નુહનબીએ, ખુદાવંદના ફરમાન પ્રમાણે, એક કીશતી તૈયાર કરાવી અને ખુદાવંદે કહેલી નીશાની જોઈ ત્યારે તેમાં સરવે જાતનાં પ્રાણીનું એક એક જોડું ચડાવ્યું. અને પોતાના ઈમાની મુરીદોને તેમાં બેસી જવા ફરમાવ્યું. આ વેળા, નુહનબીએ પોતાના **કીનઆન** નામે છોકરાને ફરમાવ્યું કે,

**યા બુનૈયરકુબ મઅના વલા તકુન, મઅલ કાફેરીન**

કુરાને શરીફ

**મતલબ.**

નુહનબીએ ફરમાવ્યું, એ મારા ફરજંદ! અમારી સાથે, કીશતીમાં સવાર થા અને કાફર લોકો સાથે નહીં રહે.

**હીં, બીઆ, દર કીશ્તીએ બાબા, નીશીન**

**તા ન ગરદી, ગરકે તુફાન, અયે મુહીન.**

**મતલબ.**

મસનવી મૌલાના રૂમ.

એ ફરજંદ, તારા બાપની કીશતીમાં બેસ, કે જેથી તોફાનમાં ગરક થઇને હેરાન ન થાય.

કીનઆને પોતાના પીતા નુહનબીનું ફરમાન ન માન્યું અને કહ્યું કે, હું તરતાં શીખ્યો છું. તમારી હીદાયત કરતાં મોટી હીદા-

યત, મારા હાથમાં આવી ગઈ છે. નુહનબીએ ફરમાવ્યું કે, આ તોફાનમાં તરવું કામ નહીં આવે. કીનઆને જવાબ આપ્યો કે,

**સ આવી, ઇલલ જબલીન, યુઅસીમુની, ઇલલમાએ,**

કુરાને શરીફ.

**મતલબ.**

કીનઆને જવાબ આપ્યો કે, હું પહાડપર ચડીને આશરો લઇશ. તે પાહાડ મને પાણીથી બચાવશે.

નુહનબીએ ફરમાવ્યું કે

**લા આસીમલ યૌમ, મીન અમરીલ્લાહે, ઇલ્લા મન રહેમા**

કુરાને શરીફ.

**મતલબ.**

નુહનબીએ ફરમાવ્યું કે, જેને ખુદાવંદતાલાએ મેહેરબાની કરી હુકમ આપ્યો છે, તે સીવાય, આજે કોઇપણ પનાહ આપનાર નથી,

કીનઆને કોઈપણ પ્રકારે, પોતાના પીતાનું ફરમાન માન્યું નહીં. એકા એક, પાણીનું એક જબરદસ્ત તોફાન ઉઠયું. કીનઆન એક પહાડપર ચડી ગયો.

એવું કહેવામાં આવેલું છે કે, પહાડથી ઉપર ચાલીસ ગજ, પાણી ઉંચું ચડયું હતું.

**વહાલા, બૈનહુમલ મૌજો, ફકાના, મીનલ મુગરેકીન**

કુરાને શરીફ.

**મતલબ.**

આવા તોફાનની દરમીયાન, તેઓની વચમાં મોજાં આવી ચડયાં, અને કીનઆન ગરક થયો.

જ્યારે નુહ નબીએ પોતાના છોકરા કીનઆનને, ગરક થતો જોયો, ત્યારે તેનો પુત્ર પ્યાર ઉછળી આવ્યો, અને ખુદાવંદતાલાની દરબારમાં દુઆ ગુજારી કે,

**નાદા નુહુન રબ્બહુ, ફકાલા, રબ્બે ઇન્નબની મીન અહલી.**

કુરાને શરીફ.

**મતલબ.**

નુહનબીએ ખુદાવંદતાલા પાસે અરજ કરી કે, મારો દીકરો મારા કુટુંબનો છે.

ખુદાવંદતાલાનો હુકમ આવ્યો કે,

**યા નુહો, ઇન્નહુ લૈસા મીન અહલેકા, ઇન્નહુ અમેલા, ગૈરો સાલેહીન, વલા તસઅલની, મા લૈસા લકા બીહી ઇલમુન, ઇન્ની અઈઝુકા, અન તકુના, મીનલ ગાફેલીન,**

કુરાને શરીફ.

**મતલબ.**

ખુદાવંદતાલાએ ફરમાવ્યું કે, ઓ નુહનબી, જે વિષે તને ખબર નથી, તેના સંબંધમાં મારીપાસે સીફારશ નહીં કર. હું તને શીખામણ આપું છું કે, જો તું એમ કરીશ તો એ તું અજ્ઞાની થઇ જઇશ.

એવું કહેવામાં આવે છે કે, નુહનબીનો છોકરો કીનઆન કાફર થઈ ગયો છે, એવી નુહનબીને ખબર નહીં હતી, નહીં તો તે તેની સીફારશ કરત નહીં. આખર ખુદાવંદતાલાનો હુકમ સાંભળીને, તેણે અરજ કરી કે.

**કાલા રબ્બે અઉઝુબેકા, ઝાલેકા અન અસઅલકા, માલૈસાલી, બીહી, ઇલમુન. વ ઇલ્લા તગફીરલી, વ તરહમની, અકુન, મીનલ ખાસેરીન.**

કુરાને શરીફ.

### મતલબ.

નુહ નબીએ અરજ કરી કે, ઓ ખુદાવંદા, જેનું મને જ્ઞાન નહીં હતું તેને વાસ્તે તારી પાસે સીફારશ કરી તેને માટે, તારી પનાહ માગું છું. અને જો તું મને માફ નહીં કરશે, અને રેહેમ નહીં કરશે, તો હું નુકશાન ખમનારામાંનો થઈશ.

આ ઉપરથી જાણવાનું છે કે, કીનઆનના પીતા એક નબી-ચુલ્લાહ હતા, અને નબી કરતાં, બીજા કોઇનો દરજ્જો દુનીઆમાં ઉંચો નથી, છતાં પણ, તે ફરમાન પ્રમાણે ન ચાલ્યો, તો હલાક થયો. ત્યારે આપણે જો મુરશીદના ફરમાન ન માનીએ, તો આપણા શા હાલ થવા જોઈએ, તે આપણે પોતે જ સમજવાનું છે.

**મેહેતરી, દર કબુલે ફરમાન અસ્ત.**
**તરકે ફરમાન, દલીલે હરમાન અસ્ત;**

મસનવી મૌલાના રૂમ.

### મતલબ.

મોટાઈ ફરમાન કબુલ કરવામાં છે. અને ફરમાનને તરક કરવું, એ અભાગ્યની નિશાની છે.

આપણા મુરશીદ આપણને આપણા અસલ મકાનપર પહોં-ચાડનાર છે. મુરશીદ હાદી એટલે હીદાયત કરનાર છે. આપણે મુરશીદના મુરીદ છીએ, એટલે મુરશીદ જે રસ્તો દેખાડે, તેના ઉમેદવાર છીએ. મુરીદની ફરજ એ છે જે, મુરશીદની બૈયત, એટલે તાબેદારી કબુલ કરે. બૈયતમાં, મુરશીદ આપણને ખુદાઈ રસ્તો દેખાડવાનો કોલ આપે છે. અને મુરીદ મુરશીદ તરફથી જે રસ્તો દેખાડવામાં આવે, તેના ઉપર પૂર્ણ શ્રદ્ધા તથા વિશ્વાસ રાખી, તે રસ્તા ઉપર ચાલવાનો કોલ આપે છે.

# કુરાને શરીફ સુરે બકર.

# અવફૂ બે અહદેકુમ, ઉફે બે અહદી.

ખુદાવંદતાલા ફરમાવે છે કે, તમે તમારો કોલ પુરો કરો, અને હું મારો કોલ પુરો કરીશ.

ખુદાવંદતાલા તથા હીદાયતનો ચીરાગ, પોતાના કોલ પુરો, કરે છે જ. કારણ કે, તેઓ આપણું તારણ કરવાની ઇચ્છા ધરાવે છે. આપણને અંધકારમાંથી કાઢી, ઉજાળામાં લાવવાનું પસંદ કરે છે. પણ અફસોસની વાત છે કે, ખુદાવંદની હીદાયતના ચીરાગ પોતાનો કોલ પૂરો કરે, અને આપણે આપણા પોતાના લાભ ખાતર, આપણો આપેલો કોલ પુરો કરી શકતા નથી. મુરશીદ જે રસ્તા આપણને દેખાડે, તે ઉપર અમલ કરી શકતા નથી. મુરશીદના ફરમાનની કીંમત સમજી શકતા નથી. જે રસ્તા મુરશીદ આપણને દેખાડે, જે જે ફરમાનો મુરશીદ તરફથી નીકળતા જાય, તેના ફાયદા, આપણે હાલ તરત જો આપણી કાચી બુદ્ધિને લીધે સમજી ન શકીએ તોપણ, ફરમાનને રસ્તે ચાલ્યા જ જવું. આપણી બુદ્ધિ પાકટ થયાથી, આપણે આપણી મેળે જ, મુરશીદના ફરમાનોના ફાયદા જાણી અનુભવી શકશું, તેમાં કાંઇપણ સંદેહ નથી. હરકોઇ હીસાબની રીત, જ્યારે મહેતાજી આપણને પહેલાં શીખવે છે, ત્યારે વિદ્યાર્થી, તે રીતે હીસાબ કરી, પોતાનો જગતનો વ્યવહાર ચલાવે છે. વિદ્યાર્થીની બુદ્ધિ પાકટ થવાથી તે રીતનાં કારણો પણ, પોતાની મેળે સમજાઇ જાય છે. જેમ કે, દાખલા તરીકે કહીશું કે, જ્યારે મેહેતાજી શીખવે કે, **જેટલા રૂપીયાનું મણ તેટલા આનાનું અઢીશેર.** આ કુંચી બરાબર ધ્યાનમાં રાખ-

વાથી, આપણા જગતના વ્યવહારમાં, જે ચીજો આપણે અઢીશેર પાંચ શેર લઈએ છીએ, તેના હીસાબમાં તે કુંચી લગાડી, આપણો વ્યવહાર તરત વેળા ચલાવી લઈએ છીએ. વખત જતાં, જ્યારે વિદ્યાર્થીની અકલ પાકટ થાય છે, ત્યારે તે કુંચીનું કારણ પણ સેહેલાઇથી સમજાઇ જાય છે કે, રૂપીઆના આના પણ સોળ છે, અને મણના અઢીશેરા પણ સોળ છે, તેથી દરેક અઢીશેરાપર જેટલા રૂપીઆ મણનો ભાવ હોય, તેટલા આના ફાલે આવ્યા. મુરશીદનો એક કલામ પણ, અર્થ વગરનો હોતો નથી. મુરશીદ આ દુનીઆમાં જે જે હીલચાલ કરે છે, તે બધી મુરીદના ભલા માટેજ હોય છે. પણ તરત વેળા, મુરશીદના મર્મને સમજી જાય, એવા મુરીદ વીરલા હોય છે. ત્યારે સાધારણ સમજના માણસોએ, જે જે વેળાએ જે જે ફરમાનો મુરશીદની દરબારમાંથી બહાર પડે છે, તેના ઉપર પહાડજેવું મુસ્તકીમ દીલ રાખી, અચળ રેહેવું. જે મુરીદ મુરશીદના ફરમાન ઉપર પૂર્ણશ્રદ્ધા તથા વિશ્વાસ રાખી, પોતાના રૂહની આગઓટ મુરશીદના પૂર્ણ કબજામાં સોંપતો નથી, તે ખરેખર મુક્તિના બંદરમાં પહોંચતો નથી.

**એજી મુરશીદ કામીલકું ન પીછાણે મોમન,**
**સોતો જુગમેં ફીરે જેસા અંધા.**

ઈસમાઇલી ધર્મશાસ્ત્ર.

આ ભવસાગરનો દરીઓ આપણો ખેડેલો નથી. એ સમુદ્રના નકશા આપણી પાસે મોજુદ નથી. તેમાં કયેકયે ઠેકાણે, ખડકો ખરાબા છે, કયે કયે ઠેકાણે પાણીના ભમર છે. કયેકયે ઠેકાણે, તોફાની રૂતુ લાગે છે; તથા તેમાંથી કઇ રીતે વાહાણને સલામત બહાર કાઢી જવું, તેનું કાંઈ જ્ઞાન આપણને નથી. મુરશીદ, રાહનુમા, હીદાયતના ચીરાગ, આ સઘળું સારીરીતે જાણે છે, અને તેમાંથી મુરી

દોના વહાણુને સલામતી સાથે, સ્વદેશ પહોંચાડવાને માટે જ ખાસ તેઓની આ સ્થુળ જગતમાં પધરામણી થયેલી છે.

**સતગુરૂ કેહેરે, અમે આવ્યા આ લોકમાં**
**અને લાવ્યા તે મુક્તિનો શુલ (ભેદ)**
**રંગ ભોગ પદવી બહુ રાચીઆ-**
**તેના થોડાક આશક મુલ.**

ઇસમાઇલી ધર્મશાસ્ત્ર

આ રસ્તાનો જે અભ્યાસી મુરશીદના ફરમાનપર ચાલતો નથી અને પોતાની ડહાપણ ઉપર ચાલે છે, તે ખરેખર પાર ઉતરી શકતો નથી. તેની બેડી મહાન સમુદ્રમાં કોઈને કોઈ ઠેકાણે પણ ચુરેચુરા અથવા ગરક થઈ જાય છે. આ રસ્તામાં ખરી ડહાપણ એજ છે કે મુરશીદ બતાવે તે રાહપર ચાલવું. જે જે કામો કરવાના ફરમાનો મળે તે કરવાં, જેજે કામો તજવાનાં ફરમાનો મળે, તે તજવાં. આ રસ્તામાં એજ ડહાપણ છે. જેણે મુરશીદ ઉપર વિશ્વાસ રાખી પોતાની ઇશ્વરી મુસાફરી કીધેલી છે, તેને મુરશીદના ફરમાનની ખુબી, જે પહેલાં સમજમાં નહીં આવતી હતી, તે આસ્તે આસ્તે સમજમાં આવતી જાય છે. જે જે ફરમાનનાં કારણો પહેલાં નહીં સમજી શકાતાં હતાં, તે આસ્તે આસ્તે ધ્યાનમાં આવતાં જાય છે. મુરશીદના ફરમાનની ફીલસુફી સમજનારા, ઈમાનમાં કોહકાફ જેવા થઇ જાય છે. જે માણસો ખુદા શું છે, આપણે કોણ છીએ. મુરશીદ શું છે. રૂહ શું છે. રૂહની મુસાફરી શું છે, આપણે કયાંથી આવ્યાં છીએ, આપણે શું કર્તવ્યબજાવી જવાનું છે અને આખરે કયાં જવાની જરૂર છે, એવા એવા તત્વજ્ઞાનના વિચાર કરતા નથી, અને ચારેપહોર ખાવું પીવું, પહેરવુંઓઢવું, ગાડી ઘોડામાં ફરવું, વાડી બંગલામાં રેહેવું અને નફસાની

મોજમજા મારવી, માના પેટમાંથી અવતર્યા અને શરીરનું સાંચા કામ બગડી જવાથી, કબરમાં સુઇ જવું છે. એટલા જ વીચાર ધરાવે છે, પોતા ઉપર મુરશીદ રાહનુમા શોધતો નથી, અથવા મુરશીદ હોય, તોપણ તેના શું ફરમાન છે, તે ધ્યાનમાં લાવતો નથી, અથવા ધ્યાનમાં લાવે છે, તો તેપર ચાલતો નથી, તેમને આ ખુદાઈ વિકટ રસ્તાની કાંઇ સમજણ પડતી નથી; અને ખુદાવંદે ઇનસાનને જે મહાન કાર્યને અર્થે આ દુનીઆમાં મોકલ્યો છે, તેની મતલબ સમજવામાં આવતી નથી. માતાના ઉદરમાંથી અવતરવું, દુનીઆની નફસાની મોજમજા મારવી અને છલ્લે કબરમાં સુવું, તેને માટે મનુષ્યનો અવતાર નથી. પણ એ મનુષ્ય અવતારમાં કાંઈક ઉત્તમ હેતુ છે. કાંઇક ઉત્તમ વેપાર કરી જવાનો છે. કાંઇક ઉત્તમ દશાને પહોંચવાનું, અને જે ઉત્તમ નેમ પાર પાડવાને માટે મનુષ્ય જન્મેલો છે, તેની સમજણ લેવાને માટે, તથા તે નેમ પાર પાડવાનેમાટે, હીદાયતનો હાજર ચીરાગ, જે દુનિઆ પેદા થઇ ત્યારથી જ, જુદા જુદા રૂપમાં પણ મુક્તિ આપવાના એક જ મહાન કાર્યને અર્થે, પ્રકાશતો ચાલ્યો જ આવે છે. તેને શરણે જઇ, ડગલે ડગલે, અને પગલે પગલે, તે મુરશીદના ફરમાન પ્રમાણે ચાલવાની ખાસ જરૂર છે.

**એજી મુરશીદ માનોરે આપણે મન ચાંતસું**
**તો શાંહીઆં હરદમ દીલમાં હજુર**

ઇસમાઇલી ધર્મશાસ્ત્ર.

આપણા માનવંતા પીર સદરદીને, તે વખતે હીદાયતનો હાજર ચીરાગ જે ઇમામ ઇસલામ શાહમાં પ્રકાશતો હતો, તેની તાબેદારી તથા ફરમાં બરદારીમાં રહેવા માટે ફરમાવેલ છે કે

**આલ નબી, ઈસલામશાહા રાજા, અલી એહી ઈમામ**
**જે જીવ ફરમાને ચાલ્યા, તે પામ્યા બેહેસ્ત મુકામ**

ઇસમાઇલી ધર્મશાસ્ત્ર.

હવે હાલના જમાનામાં, બેહેશ્ત મુકામ એટલે સૌથી સરસ જગ્યા મેળવવા સારૂ, આપણા વખતના હાજરઈમામ હાદીયુલ મહદી, સાહેબે ઝમાન હક મૌલાના શાહ સુલતાન મહમદ શાહના પૂર્ણ ફરમાન તથા તાબેદારીમાં રહેવાની આપણુની ખાસ ફરજ છે. એ જ હાજર ઇમામના ફરમાનપર ચાલશું, તોજ આપણા આત્માની મુક્તિ છે.

———:o:———

# પ્રકરણ પાંચમું

——:o:——

# આલમે અરવાહ.

**કુન્તો કનઝન મખફીયન, ફ અહબબતો અંય ઉઅરફા, ફ ખલકતુલ ખલક.**

હદીસે કુદદસી.

**મતલબ.**

ખુદાવંદતાલાએ ફરમાવ્યું છે કે, હું એક છુપો ખજાનો હતો, પછી મને એવી ઇચ્છા થઈ કે, મને કોઇ ઓળખનાર થાય, તેથી મેં સૃષ્ટિની રચના કરી.

ખુદાવંદતાલાએ આ સ્થૂળ સૃષ્ટિ પેદા કરી, તેની અગાઉ **આલમે અરવાહ** એટલે રૂહની સૂક્ષ્મ સૃષ્ટિ પેદા કરી, અને કુલ અરવાહોને પોતાની પાક હજુરમાં બોલાવીને ફરમાવ્યું કે,

## અલસ્તો બે રબ્બેકુમ?

### મતલબ.

હું તમારો પરવરદીગાર અને માલેક છું તમે શું કહો છો?

ઇસ્માઇલી ધર્મશાસ્ત્રમાં આ સવાલ વિષે ફરમાવેલું છે કે,

**તમ જીવ સરવેને કેણે સરજીઆ, અને કોણ છે તમારો કીરતાર?**

ખુદાવંદતાલા તરફથી આ ખીતાબ સાંભળી કુલઅરવાહોએ જબાબ આપ્યો.

## કાલુ બલા,

### મતલબ.

સર્વે રૂહોએ જવાબ આપ્યો કે, અમે માન્ય રાખીએ છીએ કે, તું અમારો પરવરદીગાર અને માલેક છે.

આ પ્રમાણે, જ્યારે કુલ અરવાહોએ ખુદાવંદની રબુબીઅત એટલે માલેકી એટલે ધણીપણું સ્વીકાર્યું, ત્યારે તેઓ પોતાના કોલ-કરાર પ્રમાણે, તેઓ ખરેખરા નીવડે છે કે નહીં, તેની પરીક્ષા કરવા સારૂ આ માયાથી ભરપુર સંસારની મુસાફરીએ તેમને મોકલ્યા; કે જેથી તેઓ પોતાના કોલ પ્રમાણે ચાલે છે કે નહીં, તે જણાઈ આવે. આ ઠેકાણે કોઈ એવો સવાલ ઉઠાવશે કે શું ખુદાવંદતાલાને એટલી પણ અગાઉથી ખબર ન પડી, કે તેણે પરીક્ષા સારૂ અર-વાહોને દુનીઆમાં મોકલ્યા? કે તેઓ ત્યાં થઇને આવે, પછી ખુદાવંદને ખબર પડે. ખરૂં છે કે ખુદાવંદતાલાને સર્વ ચીજનું અગા-ઉથી જ જ્ઞાન છે. જે ચીજો થવાની છે, તેનું ભવિષ્યનું જ્ઞાન પણ તે ધરાવે છે, પણ ગુનાનો ઇકરાર કરાવ્યા વગર, કોઇ અદલ સર-કાર કોઈને શિક્ષા કરતી નથી. તેમ જ, કોઈ પણ ઉત્તમ કાર્ય બજાવવા સિવાય, કોઈને નીવાજતી નથી. તેમ જ ખુદાવંદતાલાને

સરવે ચીજોનું ભવિષ્યનું જ્ઞાન છે, પણ જ્યાંસુધી અરવાહો, કાયદાની રૂએ, પોતાના ઈકરારથી ઇનામ અથવા સજાને લાયક થાય નહીં, ત્યાંસુધી તે તેને ઇનામ આપતો નથી અથવા સજા કરતો નથી.

જેમ કોઈ મોટો ધનવંત માણસ પરદેશ પોતાનો વેપાર ચલાવતો હોય, તે પોતાનું કામ ચલાવવાને કોઈ મુનીમને દેશાવર મોકલે અને તેને ખાસ કરીને કહે, કે ત્યાંની દુકાન મારી છે. ધંધો મારો છે. તારે મારી દુકાને બેસી, મારે માટે ધંધો કરવાનો છે. તારી લાયકાત પ્રમાણે તને પગાર મળશે. અને તારી લાયકાત પ્રમાણે શાબાશી અથવા ઠપકાને પાત્ર તારે થવાનું છે. આવી રીતે, પરદેશ ગએલો મુનીમ બધો ધંધો શેઠને વાસ્તે કરે છે. હવે તે મુનીમ ધંધામાં લાખો રૂપિઆ કમાઇ કરી, તેમાંથી એક પાઈનું પણ અપ્રમાણિકપણું કર્યા વગર, પોતાના પગાર, તથા શેઠની ખુશાનુદીઉપર ધ્યાન રાખી ધંધો કરે, અથવા તો, પોતાનો ખાનગી ધંધો કરે, અને શેઠની આખી રકમ અથવા આધાબાદ ઉચાપત કરી, શેઠતરફની જરાએ ધાસ્તી રાખે નહીં, આ બે રસ્તામાંથી ખુશી પડે તે રસ્તો અખતીઆર કરે. આખર શેઠપાસે આવવું છે, હીસાબ આપવો છે, કોડી કોડી દમડી દમડીનાં લેખાં કરવાં છે. તેમાં કાંઇ ફરક નથી. જેવી રીતે ચાલ્યો હશે, તેવીરીતે શેઠની મેહેરબાની અથવા ઠપકાને લાયક થશે. તેમજ અરવાહોને પણ ખુદાવંદતાલા તરફથી એવો હુકમ થયો છે કે હું તમોને માયાથી ભરપુર દુનીઆમાં તમારા ઇકરારનું ખરાપણું જોવાને અને તમારી પરીક્ષા કરવાને મોકલું છું. ત્યાં સર્વે કામો મારાવતી કરજો, મારી સેવા બરાબર બજાવજો, કોઇ ચીજના માલેક તમે બની બેસતા નહીં. મારા વેપારમાં નફો કરજો, ખોટ ઘાલીને નહીં આવતા—મનેજ તમારા માલેક સમજજો; અને જે કમાઓ તે મારી મીલકત જ સમજજો,

હું તમારો હીસાબ લઇશ, તમોએ મારી સેવા કેમ બજાવી છે, તેની તપાસ લઇશ. તમે કેટલા માલપર મારી માલેકી સમજ્યા હતા, કેટલા માલના તમે ધણી થઇ પડયા હતા, એ સરવેનો હીસાબ લઇશ– જો તમે તમારા કૌલ પ્રમાણે વફાદાર માલમ પડશો, તો તમોને હું મારી દરબારમાં માનસહીત બોલાવીશ, તમોને મારા દીદાર આપીશ, તમોને મારી મુલાકાતમાં હમેશાં રાખીશ, અને તેમોને અમર પદવી આપીશ. મારી દરબારમાં તમે હમેશાં શાંતી અને સુખથી રેહેશો. જો તમારા કોલ પ્રમાણે નહીં ચાલશો, દુનીઆના રંગ જોઇ તમારો કોલ ભૂલી જશો, મારી સેવામાં બે વફાદારી કરશો, તો તમને આવાગમણુ લક્ષ ચોરાશીમાં રખડાવ્યા કરીશ. તમે રખે ધારતા કે, જ્યાં સુધી તમે તમારો કોલ પુરો ન કરો, ત્યાં સુધી હું તમારો સ્વીકાર કરીશ ! અને મારા દીદાર અથવા મુલાકાત તમોને મુયસ્સર થાય. તમારો કૌલ પુરો કર્યા સિવાય, મારા દીદાર અથવા મારી હજુરનો ખ્યાલ સ્વપ્નામાં પણ રાખતા નહીં. તમારે ગમે તો, એક અવતારમાં તમારો કોલ પુરો કરીને આવો. જોઇએ તો, લાખો અવતારમાં પુરો કરો; તમોને અખતીઆર છે. તમારા હકમાં બેહેતર ધારો, તેમ કરજો. મારી અને તમારી વચ્ચે શરત એટલી છે કે તમે માયાથી ભરપુર દુનીઆમાં વસી, સરવાળામાં નફો કરી, તે ઉપર મારી માલેકી સમજજો. અને મારી સેવા ઇમાનદારીથી કરજો, તથા તમારા કૌલમાં પુરા ઉતરજો.

**શેઠ કહે તમે સાંભળો વાણોતર.**
**વણજ રૂડેરો કરી લાવોજી;**
**ડાહ્યા થાજો, તમને શી દઉં શીખામણ.**
**નબીમહમદની શીખામણ હેડે રાખો;**

આ પ્રમાણેનો હુકમ સંભળાવી, રૂહોને આલમે અરવાહ-માંથી આલમે અજસામ, એટલે આ સ્થુળ સૃષ્ટિમાં, ખુદાવંદતાલાએ મોકલ્યા. ખુદાવંદતાલાના આ ઠરાવ, અને અરવાહોના ઇકરાર પરથી, સ્પષ્ટ માલમ પડે છે કે, આપણે આ દુનીઆમાં સારી કમાઈ કરવી જોઇએ; ખુદાવંદતાલાના હુકમ અને ઇચ્છાને માન આપી, તેની સેવા કરવી જોઈએ; અને જે કમાઇ થાય, તેનાપર પાક પરવરદીગારનો હક સમજવો જોઇએ. કોઇ ચીજ ખરેખરી મારી નથી, એવો દ્રઢ નિશ્ચય કરવો જોઇએ.

———:o:———

# કુરાને શરીફ, સુરે કહફ

**અલ માલો, વલ બનૂના, ઝીનતુલ હયાતીદ દુનીઆ.**
**વલ બાકીયાતુસ, સાલેહાતો, ખૈરૂન, ઇન્દા રબ્બેકા;**
**સવાબન, વ, ખૈરૂન, અમલન.**

**મતલબ.**

માલ તથા છોકરાં, આ દુનીઆની જીંદગીની શોભા લાગે છે. અને નીરંતર રેહેનારાં નેકીનાં કામો, તારા પરવરદીગાર પાસે, બદલાને માટે, વધારે સારાં છે, તેમજ, આશા રાખવા માટે પણ ઉત્તમ છે.

આ દુનિઆમાં રૂહ એકલો આવે છે, અને છેવટે, તેને એકલાં જ જવું પડે છે. આ બાબતની સત્યતા, કોઇ પુસ્તકોમાંથી નક્કી કરવી પડે તેમ નથી, તેમ કોઈપાસેથી સાંભળીને અટકળ કરવી પડે તેમ નથી, પણ આપણા જ મોહોલ્લામાંથી, આપણાં જ શેહેરમાંથી, વખતે આપણા પોતાનાં જ ઘરમાંથી આપણાં સગાં,

સ્નેહીઓ, જાતભાઇઓ, શેહીરીઓ એક પછી એક આ દુનીઆ છોડી ચાલ્યાં જાય છે, તે આપણે રોજ આપણી પોતાની આંખર્થી અનુભવીએ છીએ, દુનીઆમાં આવીને જે જે પદાર્થો આપણે મેળવીએ છીએ, તે છેવટે છોડીનેજ જવું પડે છે.

**એ વીરા મારા; ધન, પુત્ર માયા સર્વે કારમી કહીએ,**
**આવે હુકમ સરવે મેલીને જઇએ.**

ઇસમાઇલી ધર્મશાસ્ત્ર.

અગર ઇનસાન કોઈ ચીજપર પોતાની માલેકી સમજે, તોપણ આખરે તો, જે થવાનું હોય, તેજ થાય છે. એટલે, દરેક ચીજ ખુદાવંદની માલેકીની છે, અને અંતે, દરેક ચીજનો વારસ પણ તેજ ખુદાવંદગાર છે. ફીલસુફી એ છે કે, દરેક ચીજ જેવી હોય, તેની પૂર્ણ તપાસ કરીને, તેવી જ સમજી, તેના ધર્મપ્રમાણે, ચાલવું, એક તો આપણો ખુદાવંદને કોલ આપ્યો છે કે માલેક તું છે. સરવે ચીજોપર તારી માલેકી છે, તે કારણથી, અથવા તો અંતે જે થાય છે તેનો અનુભવ આપણને કહે છે તે પ્રમાણે, ગમે તે રીતે ગણો, પણ જવાબ એજ છે કે, આ જગતમાં આપણો માલ કાંઇ નથી, બીજું તો એક બાજુ રહ્યું, પણ આપણી કાયા પણ આપણી નથી. જીવ તથા શરીર, સાથે અવતરે છે, છતાં પણ જીવ જાય છે ત્યારે શરીરપણ તેની સાથે જતું નથી.

**કાયા માયા કુડી રે, રાખી તારી રેહેશે નહીં.**

ત્યારે હુવે વાજબી છેવટ એજ આવે છે કે, જ્યાંસુધી આ દુનીઆમાં જીવવાનું છે, ત્યાંસુધી ધરમની કમાઇનો ધંધો કરવાનો છે. હયાતીના છેલા દમસુધી, સાધારણ રીતે, જે ધન, માલ બચ્ચાં બાળ, આપણાં આપણાં કર્યા કરીએ છીએ, તે ખરેખર આપણા

નથી, પણ તેઓને પરવરદીગારની મીલકત તરીકે ગણી, રૂડો ઉપયોગ કરવાનો છે. પણ માલેકી તો તેનીજ સમજવાની છે. અને આખેર, આપણો રૂહ કીરતારને હવાલે કરવાનો છે. જો આપણે, આપણા કોલ પ્રમાણે, આવી રીતે ચાલશું, તો તે પરમ કૃપાળુ, રેહેમનો દરીઆ, પોતાના વચન પ્રમાણે, જરૂર આપણા અરવાહોને, પોતાની દરબારમાં પોતાના દીદાર અને મુલાકાતમાં અવિચળ સુખમાં રાખશે, કે જયાંથી પાછો ફેરો બીલકુલ થવાનો નથી.

**સંસાર સાગર ઉતરી જે કોઇ આવશે,**

**તેને સાહેબ દેશે તે ઘણા ઘણા માન.**

ઇસમાઈલી ધર્મશાસ્ત્ર.

આપણે હાલ જે ઈનસાન રૂપમાં છીએ. તે કેટલીક વખત, પથર વગેરે ખનીજ પદાર્થમાં હતા, કેટલીક વખત ઝાડપાલા વગેરે ઉદભીજ્જ પદાર્થમાં હતા, કેટલીક વખત જીવજંતુની ખાણમાં હતા, અને છેવટે, ઇનસાનના રૂપમાં આવ્યા છીએ. આ તો, એક ચકરાવો થયો, પણ એવા એવા કેટલા ચકરાવામાંથી, આપણે પસાર થયા છીએ, તેનો હીસાબ ખુદાવંદ જાણે છે. પણ થયું તે થયું. ગયાવેદતો બ્રાહ્મણ પણ વાંચતા નથી, પણ હવે આપણે છેવટનો સાર ખેંચવાનો છે, હવે આપણે શીખામણ લેવાની છે. હવે ઘડી ઘડીના ચકરાવામાં રૂહને નાંખવો યોગ્ય નથી, હવે આપણે આ વખતના મનુષ્યના અવતારમાંથી આપણા રૂહને અસલ મકાનમાં, ખુદાવંદતાલાના દીદાર અને મુલાકાત વાસ્તે તેની દરબારમાં મોકલવાની જરૂર છે—દુનીઆની માયામાં લપટાઇ, તેના આપણે ધણી છીએ એવા ખોટારંગમાં રાચીને હવે વધારે વાર રૂહને રખડાવવો નહીં જોઇએ

જીરે રાજા દુનિઆ હૈ દોદીનકા પેખણા
દુનીઆ દેખી મત ભુલો.
દુનીઆની સંગતે જે જીવ ભુલા.
તે ફરી ફરી દુનીઆમાં ઝુલ્યા-ધોરી.

ઇસમાઇલી ધર્મશાસ્ત્ર.

આ અવતારમાં છુટીએ, આવતા અવતારમાં છુટીએ, અથવા હજી લાખો ફેરા ખાઇએ. ખુદાવંદતાલાએ આપણને સ્વતંત્રતા આપી છે. આપણા હાથ કેઇ પણ રીતે બાંધ્યા નથી. પછી આપણી ખુશી–

એજી અલ્લાહ એક ખસમ સબુંકા, દુનીઆ ઉસકી સારી.
અવિચળ નામ ખુદાવંદ ભણીએ, ઔર સબ મીટીયાંકી બાજી
ઇલાહી ભેદ તત્વ નામ લીજે, આપણે જીવડેકી ચીંતા રે
મોમન ભાઇ કીજે,
અપણે જીવડેકું દોજક ન દીજે, ઇલાહી ભેદતત્વનામલીજે.

ઇસમાઇલી ધર્મશાસ્ત્ર.

:o:

# દુનીઆમાં નફસ, માયા, તથા શૈતાનનો અજબ ફાંસો.

દરેક રૂહની વલણુતો અસલ મકાન તરફ હોય છે જ, પણ તેના રસ્તામાં કેટલાક એવા ભારી ફાંસા છે, કે તેમાં, રૂહ અટવાઇ રહે છે, અને પોતાની મુસાફરી આગળ વધારી શકતો નથી. પહેલાં તો અબુલબશર એટલે માણસ જાતના દાદા આદમ અલૈહીસ સલામને પેદાકરી ખુદાવંદતાલાએ તેને એક ખુશનુમા બાગમાં રહેઠાણ આપ્યું. તેની શાંતિ અને ખુશીને માટે ખુદાવંદતાલાએ બીબી

હવાને બનાવીને, તેમનું જોડું કરી આપ્યું. જે બગીચો ખુદાવંદતાલાએ આદમ અલૈહીસ સલામ તથા બીબી હવાને આપ્યો, તેને બેહેશ્ત કરીને કહેવામાં આવે છે.

———:o:———

## કુરાને શરીફ સુરે બકર.

યા આદમુસકુન અંન્તા વ ઝૌજુકલ જન્નતા,
વ કુલા મીનહા રગદન, હૈસો, શીઅતુમા,
વ લાતકરબા હાઝહીશ શજરત,
ફતકૂના મીનઝ ઝાલેમીન.

### મતલબ.

ઓ આદમ, તું અને તારી સ્ત્રી આ બગીચામાં રહો, અને તેમાંથી જે ચીજો તમોને જોઇએ, તે ખાઓ, પણ આ ઝાડની નજીદીક જતા નહીં, અને તેમાંથી ખાતા નહીં, અગર તેમ કરશો, તો જુલમગાર થઇ જશો.

આવી રીતે ફરમાવીને, ખુદાવંદતાલાએ તેને તથા તેની સ્ત્રીને બેહેશ્તમાં રાખ્યા. આદમ અલૈહીસ સલામનો દરજ્જો કેટલો ઉંચો છે, તે જાણવા સારૂ નીચેની આયત આપવામાં આવી છે.

———:o:———

## કુરાને શરીફ.

### નફખતો ફીહી મીન રૂહી.

### મતલબ.

ખુદાવંદતાલા ફરમાવે છે કે, મેં પોતાના રૂહમાંથી આદમમાં રૂહ ફુંકયો.

ખુદાવંદતાલાએ હજરત આદમનો દરજ્જો સઘળા ફીરસ્તા-ઓથી પણ વધારે ઉંચો કર્યો હતો, અને તેથી સઘળા ફીરસ્તાઓને આદમ અલૈહીસ સલામને સુજદો કરવા ફરમાવ્યું.

———:o:———

# કુરાને શરીફ, સૂરે બકર.

**ઇઝ કુલના લીલ મલાએકતીસ જીદુ લે આદમા, ફસજદુ ઇલ્લા ઈબલીસ, અબા, વસ્તકબરા, વ કાના મીનલ કાફેરીન.**

**મતલબ.**

ખુદાવંદતાલા ફરમાવે છે કે, જ્યારે અમોએ મલાએકોને હુકમ કર્યો કે, આદમને સુજદો કરો, ત્યારે સરવે મલાએકોએ તેને સુજદો કર્યો, પણ ઇબલીસે સુજદો ન કર્યો, અને તેથી તે કાફર થયો.

ઇબલીસ જેને અઝાઝીલ કરીને કેહેવામાં આવે છે, તે એક જીન હતો. ખુદાવંદતાલાએ જ્યારે આ સૃષ્ટિમાં માણસ જાતને વસા-વવા વિચાર કર્યો, ત્યારે દુનીઆપર જીન્નાતની કોમની વસતી હતી. ખુદાવંદતાલાએ દુનીઆમાંથી જીન લોકોને કાઢી મુકવા સારૂ ફીર-સ્તાઓને દુનીઆમાં મોકલ્યા. તેમણે, જીન્નાતો સામે સખત લડાઈઓ કરી, કેટલાકોને મારી નાંખ્યા, કેટલાકોને કેદ કર્યા. કેટ-લાક દરીઆમાં, કેટલાક દરીઆને કીનારે તથા કેટલાક પહાડે અને જંગલોમાં ભરાઇ ગયા, આ લડાઇઓ વખતે અજાજીલ કરીને એક જીન હતો, તે ફીરસ્તાઓના હાથમાં કેદ થઈ ગયો. અજાજીલ બાળ વયનો હોવાથી ફીરસ્તાઓએ તેને પોતાની જાત સાથે રાખ્યો, અને તેને તાલીમ આપવા સારૂ, ફીરસ્તાઓને રોકયા. તે અજાજીલ જીન ઇલમમાં એટલો હુશીયાર થયો, કે આખરે, તે મુઅલ્લેમે

**મલાએક**, એટલે ફીરસ્તાઓને શીખવનાર મહેતાજી થયો, અને તેણે લાખો વરસ ખુદાવંદતાલાની બંદગી કરી, જરાપણ જગ્યા ખુદાવંદતાલાનો સુજદો કર્યા વગરની બાકી રાખી નહીં.

**અજાજીલ ફીરસ્તા બુઝરગ કહીએ, બુદ્ધિવંત કહીએ તેસા.**
**છત્રીશ ક્રોડી કીતાબ પડીઆ, પણ ભીંત્તર ભેદ ન પાયા;**
**અઢાર લાખ વરસકી ઉમર ઉસકી, ખાલકને દીયા એતા.**
**અનંત એલમ, અનંત દૌલત, સો લેખા રદજ કીયા;**

ઇસમાઇલી ધર્મશાસ્ત્ર.

આવી રીતે અજાજીલ એક જીનમાંથી, આવી પદવીને પામેલો ફીરસ્તો થયો. પણ આખરે તેને મગરૂરી આવી, પોતાને ઉત્તમ જાણવા લાગ્યો, હજરત આદમ અલેહીસ સલામને નીચેના દરજ્જાનો ગણ્યો. બીજા ફીરસ્તાઓ પણ આદમની જાતને ફીસાદખોર તથા નીચ ગણુતા હુતા.

———:o:———

# કુરાને શરીફ, સૂરે બકર.

**ઇઝ કુલ્ના, યા મલાએકતો, ઈન્ની જાએલુન, ફીલ અરઝે.**
**ખલીફા, કાલૂ, અતજઅલુ, ફીહા, મંય યુફ્સેદુ, ફીહા, વ;**
**યસફીકુદ દમાઅ, વ નહનુ નુસબ્બેહો બેહમદેકા.**
**વ નુકદ્દેસુ લકા, કાલા, ઇન્ની અઅલમુ, મા લાતઅલમૂન'**

**મતલબ.**

ખુદાવંદતાલા ફરમાવે છે કે જ્યારે અમે ફીરસ્તાઓને કહ્યું કે, ખરેખર હું દુનીઆમાં ખલીફો પેદા કરનાર છું, ત્યારે મલાએકોએ કહ્યું, યા ખુદાવંદા, દુનીઆમાં જે લોકો ફીસાદ કરશે, તેને પેદા કરવા તું ચાહે છે? અમે તારી તારીફો, અને પાકીઓનું

બયાન કરશું અને તારી ખુબ બંદગી કરશું. ખુદાવંદતાલાએ જવાબ આપ્યો કે જે ચીજ હું જાણું છું, તે તમે જાણતા નથી.

———:o:———

# કુરાને શરીફ, સૂરે બકર.

અલ્લમા આદમલ અસમાઆ કુલ્લેહા, સુમ્મા અરઝહુમ.
અલલ મલાઇકતે, ફકાલા, અંમબેઉની બે અસમાએ હાઉલાએ;
ઈન કુન્તુમ સાદેકૂન. ફકાલુ, ઇન્ની, લાઇલમલના ઇલ્લામા
અલ્લમતના, ઇન્નકા અલીમુલ હકીમ

### મતલબ.

પછી ખુદાવંદતાલાએ આદમ અલૈહીસ સલામને સરવે ચીજોનાં નામ તથા તેની ખાસીયતો શીખવી. એટલે કે દુનીઆ પેદા થઇ ત્યાંથી દુનીઆના અંતસુધી જે જે ચીજો આ દુનીઆના મેદાનમાં થનાર હતી, તે સરવે ચીજોનાં નામ તથા તેઓ દરેકથી દુનીઆમાં શું શું કામ થશે, તે સઘળું જ્ઞાન હજરત આદમને આપી દીધું. પછી ખુદાવંદતાલાએ ફીરસ્તાઓને સવાલ કર્યો કે જો તમે ખરા છે, તો સઘળી ચીજોનાં નામો તથા તેમની ખાસીયતો કહી દેખાડો. ત્યારે ફીરશ્તાઓએ લાચાર થઈને કહ્યું કે યા ખુદાવંદા, તેં અમોને શીખવ્યું છે તે સિવાય બીજું અમે કાંઇ પણ જાણતા નથી. ખરેખર તું જાણનાર હકીમ છે.

## કુરાને શરીફ, સુરેબકર.

ફકાલા, યા આદમો. અંબીઅહુમ. બે અસમાએ
હીમ. ફ અમબઅ હુમ.

### મતલબ.

ત્યારબાદ, ખુદાવંદતાલાએ ફરમાવ્યું કે, ઓ આદમ, તું ફીર.

શ્તાઓને કુલ ચીજોનાં નામ તથા તેમની ખાસીયતો કહી દેખાડ ત્યારે હજરત આદમે કહી દેખાડયું.

—:o:—

# કુરાને શરીફ, સૂરે બકર

**કાલા ઇન્ની અઅલમૂ, મા લા તઅલમૂન.**

**મતલબ.**

ખુદાવંદતાલાએ ફરમાવ્યું કે, તમે જે જાણતા નથી, તે હું જાણું છું, માટે હવે એકદમ આદમને સુજદો કરો.

આવી રીતે ખુદાવંદતાલાનો દ્રઢ નિશ્ચય તથા ફરમાન સાંભળી સરવે ફીરશતાઓને આદમને સુજદો કીધો. ઇબલીસે કહ્યું કે,

—:o:—

# કુરાને શરીફ સૂરે અઅરાફ

**કાલા અના ખૈરૂન મીનહુ. ખલકતની મીન**
**નાર, વખલકતહુ, મીન તીન.**

**મતલબ.**

ઇબલીસે જવાબ આપ્યો કે હું આદમ કરતાં વધારે ઉંચા દરજજાવાળો છું, તેં મને આગમાંથી પેદા કર્યો છે, અને તેને ખાકમાંથી પેદા કર્યો છે. હું આતશની ઉત્તમ પેદાશ છું, માટે ખાક, જે નીચ પેદાશ છે, તેને કેમ સુજદો કરૂં. તેણે પોતાને વાસ્તે તકબ્બુરી કરી, પોતાને ઉંચો ગણ્યો. હજરત આદમને નીચ ગણ્યો. ખુદાવંદતાલાનું ફરમાન તોડયું અને પોતાની બધી કમાઈ બરબાદ કરી અને આખરે કાફરના દરજજાને પહોંચ્યો. ખુદાવંદતાલાએ તેને ફરમાવ્યું કે,

ઉખરૂ જ, ઇન્નકા રજીમ.

**મતલબ.**

તું અહીંથી નીકળ. ખરેખર તું મરદુદ છે.

ઇબલીસ પોતાની નાફરમાનીથી મરદુદ થઇ, ખુદાવંદતાલાની દરગાહમાંથી નીકળ્યો. પણ આ બધાનું કારણ આપણા દાદા આદમને ગણીને, કીનો લેવાને તૈયાર થયો. તેણે ખુદાવંદતાલાને કહ્યું કે.

———:o:———

# કુરાને શરીફ સૂરે અઅરાફ.

**બેમા અગવૈતની, લ અકઃદઅન્ન લ હુમ, સીરાતલ મુસ્તકીમ.**

**મતલબ.**

ઓ ખુદાવંદા, તેં આદમને વાસ્તે મને ભટકાવ્યો. તો હુંપણ કસમ ખાઇને કહું છું, કે હું તેઓને તારા સત્ય પંથ ઉપરથી ભટકાવીશ.

ઇબલીસ ખુદાવંદતાલાની દરગાહમાંથી મરદુદ થઇને નીકળવા બાદ, મોર અને સાપની મદદ લઇ ને બેહેશ્તની વાડીમાં દાખલ થયો, અને દાદા આદમ તથા બીબી હવાને કહ્યું કે.

———:o:———

# કુરાને શરીફ, સૂરે અઅરાફ.

**ફવસવસા લહુમશ શૈતાનો, લે યુબદીયા લહુમા, માવુરીયા, અનહુમા, મીન સૈઆતે હીમા, કાલા મા નહાકુમા રબ્બોકુમા અન હાઝેહીશ શજરતે, લે અન તકૂના મલકૈને, વ તકૂના મીનલ ખાલેદીન, વ કાસમહુમા, ઇન્ની, લકુમા, લ મીનન નાસેહીન.**

### મતલબ.

પછી શૈતાને તેઓને વસવસામાં નાંખ્યા, કે જેથી તેઓની એબ જે છુપી હતી, તે જાહેર થાય. તેણે કહ્યું કે તમારા પરવરદીગારે આ ઝાડથી તમોને દુર રહેવાનું કહ્યું છે તેનું એ કારણ છે કે જો તમે એ ઝાડમાંથી ખાઓ તો ફીરસ્તા થઇ જાઓ, અથવા જન્નતના હમેશાંના રેહેનારા થઇ જાઓ. ખુદાવંદતાલા એમ કરવા દેવા માંગતો નથી, તેથી તમને મના કરે છે. વળી તેણે તેઓ પાસે કસમ ખાધા કે હું તમોને ખરેખરૂં કહું છું.

---:o:---

# કુરાને શરીફ, સૂરે કહફ.

**ફ વસવસા ઇલૈહીશ શૈતાનો, કાલા, યા આદમો.**

**હલ અદલ્લુકા અલા શજરતીલ ખુલદ, વ મુલકીન યબકા.**

### મતલબ.

પછી શૈતાને આદમ અલૈહીસ સલામને વસવસામાં નાંખીને કહ્યું કે, હે આદમ, શું હું તને અમૃતનું ઝાડ, તથા એવી બાદશાહી કે કદી ખંડીત ન થાય, તેની તરફ રસ્તો દેખાડું?

અજાજીલની વાકયચપળતા, તથા ગરમાગરમ કસમથી ભોળાઈ જઈને, દાદા આદમ તથા બીબી હવાએ મના કરેલા ઝાડમાંથી ખોરાક લીધો. ખાતાંવાર, બંને જણ ઉપરથી બેહેસ્તના લીબાસ ઉતરી ગયા, તેથી ઝાડપાંદડાં પોતાના શરીર ઉપર ઢાંકવા લાગ્યા. તેઓને હાજરૂની હાજત થઇ આવી. પછી ખુદાવંતાલાનો હુકમ આવ્યો કે,

# કુરાને શરીફ, સૂરે બકર.

**કુલ નહુબીતુ મીનહા, બઅઝો કુમ, લે બઅઝીન, અદૂ.**
**વ લકુમ ફીલ અરઝે, મુસ્તકરૂન વ મતાઉન ઇલા હીન.**

**મતલબ.**

ખુદાવંદતાલાએ ફરમાવ્યું કે, જાઓ નીકળો, તમે એક બીજાના દુશ્મન થઇને બેહેશ્તમાંથી નીકળો અને એક બીજાથી દુર પડો. તમારે માટે પૃથ્વીમાં, અમુક વખત સુધી, રેહેવાની જગ્યા, તથા ભરણ પોષણના સાધનો રાખવામાં આવશે.

**આધા ગંદુમ આદમ ખાયા, આદમ ખાયા એતા.**
**કનીકદાના આદમ ખાયા, તીસે નાખ્યા બેહેશ્તથી હેઠા.**

ઇલાહી ભેદતત્વ.

ઇસમાઇલી ધર્મશાસ્ત્ર.

આ પ્રમાણે, આપણા દાદા આદમ તથા બીબી હુવા, બેહેશ્તમાંથી નીકળી, એક બીજાથી વિખુટા પડયા. હજરત આદમ લંકા, સીલોનટાપુમાં જઇ રહ્યા, અને બીબી હુવા, અરબસ્તાનના મુલકમાં રહ્યા. હજારો વરસ સુધી એક બીજાથી છુટા થઈ રોતા હતા. દાદા આદમ એટલે સુધી રોયા, કે રોઈ રોઇને આંશુના જોરથી ચેહેરાનું બધું ચામડું ઘસાઇ ગયું, અને બધું માંસ ખવાઈ ગયું. દાંત બાહારથી દેખાવા લાગ્યા. અંતે ખુદાવંદતાલા તરફથી હીદાયત આવી.

———:o:———

# કુરાને શરીફ સૂરે બકર.

**ફતલકા આદમો, મીંર રબ્બેહી કલેમાતીન,**
**ફતાબા અલૈહી, ઇન્નહુ તવ્વાબુર રહીમ.**

### મતલબ.

પછી ખુદાવંદતાલાએ હજરત આદમની હીદાયતને વાસ્તે, કેટલાક પાક શબ્દો મોકલ્યા; તેને અનુસરીને, તેણે ખુદાવંદતાલાની દરગાહમાં તૌબા કરી, કે ખરેખર, ખુદાવંદા, તું તોબા કરનારની તોબા કબુલ કરનારો છે.

---:o:---

# કુરાને શરીફ સૂરે બકર.

રબ્બના ઝલમના અનફુસના, વઇન લમ તગફીરલના વ તરહમના, લ નકુનન્ના, મીનલ ખાસેરીન.

ઇસમાઇલી ધર્મશાસ્ત્ર.

### મતલબ.

આદમ અલૈહીસ સલામે અરજ ગુજારી કે, ઓ અમારા પરવરદીગાર, અમોએ અમારા જીવપર જુલમ કીધો. હવે જો તું નહીં બખશે, અને રેહેમ નહીં કરે, તો અમે નુકશાન પામનાર થઇ જશું.

આ પ્રમાણે જ્યારે દાદા આદમ તથા બીબી હવાએ ખુદાવંદની દરગાહમાં તોબા કરી, ત્યારે ખુદાવંદે પુછ્યું કે તમોએ આ ભુલ કરી, તેમાં શું મારી કઝા અને કદરની તાકત નહીં હતી? તમોએ કઝા, કદર, તથા કીસમતનો, અથવા મારા હાથનો વાંક ન કાઢીને, એ ગુનાહ તમારાપર કેમ ઓઢી લીધો? તેઓએ જવાબ આપ્યો ઓ પરવરદીગાર, તારી કુદરત બધી ચીજપર છે. પણ જ્યારે અમારાથી ભુલ થઇ, ત્યારે તારી કઝા અને કદરને વાંક આપીએ, તે બે હયાઇ છે. હયા અને અદબને લીધે, અમોએ તે ગુનાહ અમારાપર ઓઢયો. ખુદાવંદતાલાએ ફરમાવ્યું કે અમોને હયા તથા અદબ એટલાં વહાલાં છે કે અમો તમને માફ કરીએ છીએ, એટલું

જ નહીં, પણ અમારી હુરમત રાખવા વાસ્તે, એ આદમ, તમોને કીયામતના દીવસ સુધી, સફીયુલ્લાહ, તથા ખલીફતુલ્લાહ, ના લકબ આપ્યે છીએ. ત્યાર બાદ, આદમ અલૈહીસ સલામને રીસાલત એટલે નબુવત મળી અને પોતાની જીંદગીના છેલ્લા દમ સુધી, ઇનસાનની હીદાયતનું કામ કરતા હુતા.

**સોના ઢુંઢણેસેં હુયે યહુ ભલા, જો આપ કાજે ઢુંઢે અદબ.**
**કે સોના તો દુનીઆમાંહે રહેસી, અદબ મીલાએ અપના રબ.**

ઇસમાઇલી ધર્મશાસ્ત્ર.

એમ નહીં સમજવું કે, શૈતાને ફકત હુજરત આદમ તથા બીબી હુવાને ઠગ્યા હુતા. ઇબલીસનો કીનો કાંઇ એટલાથી સમી ગયો નહી. કીયામતના દીવસ સુધી, આદમનાં બચ્ચાં સાથે, તેને તેવોજ કીનો તથા વેર છે. તે ઇબલીસ આઠ પહોર અને ચોશઠ ઘડી, ઇનસાન જાત ઉપર, જાળ નાખવાને તૈયાર જ હોય છે. જેવીરીતે, હુજરત આદમને અમૃતનું ઝાડ તથા અખંડિત બાદશાહી, આપવાની લાલચ આપી હુતી, તેવી જ રીતે, આપણને પણ આ દુનીઆ, બુઢી દુનીઆ, મક્કાર દુનીઆ, જેણે આપણા જેવી લાખો પ્રજા, તથા મોટા મોટા હુજારો શેહેનશાહો સાથે, પેહેલાંથી દોસ્તી બાંધી કપટ ભરેલી વફાદારી દેખાડી, આખરે તેમને ફનાના ઝપાટામાં લઇ લીધા, તે નીચ દુનીઆને, રંગીત, ચકચકીત આકારમાં, હુમેશાં ટકી રહે, એવી વફાદાર મિત્રણના આકારમાં, આપણી નજર આગળ રજુ કરે છે, અને એવી ધુતારી દુનીઆને એક અમૃતના ઝાડ અને અખંડિત બાદશાહીના રૂપમાં આપણને દેખાડે છે.

**હેતનો મેલાવડો આપણા સતગુર સું કીજે**
**ભાઇ મનનો મેલાવડો આપણા બારગુર સુંકીજે**

ધુતારો સંસાર પરલે છોડી મુકીજે
ભાઈ ઠગારો સંસાર શાહાજીને નામે તરીજે
એણે એણે સંસારે ભલા સુકરમ કામ કીજે

ઇસમાઇલી ધર્મશાસ્ત્ર.

એક તરફથી, શેતાન ડગલે ડગલે અને પગલે પગલે હાથમાં જાળ લઈ, ઇનસાનને ફસાવવા માટે, પોતાના ઘરના રોટલા ખાઇ, ફરતો ફરે છે, અને કોઇપણ જગ્યાએ, દાવ લાગે, તો તેને સપડાવે છે. બીજી તરફથી, આ દુનિઆમાં, માયાદેવી, ઇનસાન જાતને એક પાલક દાયા તરીકે બાલા ગોળી આપી, ઝુલામાં સુવાડી, હાલરડાં ગાય છે, જેથી ઇનસાન જાતને કાંઇક જ્ઞાનની હુશીયારી આવે છે, તો લાગલો તે દેવીની કરામતથી પાછો નિંદ્રાવશ થઇ જાય છે. ત્રીજી તરફથી, નફસરૂપી દુશ્મન, માલ, મસાલા, સ્વાદિષ્ટ લુકમા, મોજમજા વગેરે વિષયના વિખોને, પાણીમાં પડેલા પડછાયા માફક, તદન ઉંધો ચીતાર, ઇનસાનની જાત આગળ રજુ કરીને, નિર્મળ સુખરૂપ કરીને દેખાડે છે, અને તેમને તાબે થતાંવાર, અંધારા અગાધ ખાડામાં, ઇનસાનને ફેંકી આપે છે,

ખુદાવંદતાલાએ માણુસ જાતની પરીક્ષા કરવા સારૂ, તેમના ઉપર શૈતાને અંદરૂની, એટલે નફસ, તથા શૈતાને બીરૂની, એટલે બહાર સમાગમમાં આવતા બેદીન લોકોનું જોર રાખેલું છે, પણુ તે જ વખતે, પોતાની રેહેમદીલીથી, અને અદલ ઇનસાફની રૂએ, તેમની સામે ટક્કર ઝીલવાને, ફીરસ્તએ અંદરની, એટલે અકલ, તથા મુરશીદ રાહનુમાની મદદ આપેલી છે. આ બે સત્તાઓ, નીરંતર સામસામી લડાઇઓ કરે છે, જેને દેવ દાણવનું યુદ્ધ કરીને કહેવામાં આવે છે, આ લડાઇ આઠ પહોર, ચોશઠ ઘડી, ચાલતી જ રહે છે,

એક ક્ષણ પણ બંધ પડતી નથી. હવે ઇનસાને કોને શરણે જવું, તે તેની પોતાની ઉપર આધાર રાખે છે, જે માણસો મુરશીદ તથા બુદ્ધિની સાથે ચાલે છે, અને નફસ તથા બેદીનને તાબે થતો નથી, તેઓને આખરે પરીણામમાં ફતેહ મળે છે. દેવ દાણવની લડાઈમાં અંતે ફતેહ દેવોની જ છે. તેઓનો અલસ્તનો વાયદો પુરો થાય છે, અને પોતાના અસલ મકાને પહોંચે છે. જે માણસો, મુરશીદ રાહનુમા તથા બુદ્ધિથી વેગળા થઈ, નફસ તથા બેદીન માણસોને તાબે થાય છે, તેમની અંતે હાર થાય છે, દાણાવોનો છેલ્લો દાવ હમેશાં હારમાં હોય છે. તેઓનો અલસ્તનો કોલ પુરો થતો નથી, અને આલમે અરવાહ, જ્યાંથી તેઓ આવ્યાં તે અમર ધામમાં, તેઓ પહોંચી શકતા નથી અને આવાગમણ લક્ષ ચોરાશીમાં ફર્યા કરે છે માટે આપણને લાજમ છે કે, ખુદાવંદ કરીમની સાથે કરેલા આપણા ઇકરાર પ્રમાણે, હાલનાજ ઇનસાન અવતારમાં, મુરશીદ રાહનુમાને શરણે જઈ, તેમની તાલીમ નીચે આપણા અમલ મકાને પહોંચવાને, લાયક થવું. અને જન્મ મરણના વિકટ દુઃખમાંથી છુટી, પાછા આલમે અરવાહના કુશાદા મેદાનમાં, ખુદાવંદતાલાના દીદાર તથા મુલાકાતના સાયામાં, પહોંચવું

———:o:———

# પ્રકરણ ૬ હું.

——:૦:——

# અનલ હક.

——:૦:——

અના—હું

અલહક—ખુદા છું.

અનલહક—હું ખુદા છું.

——:૦:——

# અહં બ્રહ્માસ્મિ.

અહં—હું

બ્રહ્મ—ખુદા.

અસ્મિ—છું.

અહં બ્રહ્માસ્મિ—હું ખુદા છું.

આ વિષય વિષે, અમે અમારા ઇસમાઇલી દર્પણ નામે પુસ્તકમાં બોસ્તાને મારફતના ભાગમાં, ચાલતાં ચાલતાં, દશ વીશ લીટીનું લખાણ આપેલ હતું. કેટલાક લુચ્ચા લોકો અનલ હકનો સિદ્ધાંત સાબીત કરી, પોતે ખુદાઇ જાત છે, એવો દાવો કરી, ભોળા માણસોને ઉંધે રસ્તે ઉતારે છે, અને તેમને ઠગે છે. એ શબ્દોના અર્થ, અમારા ભાઇઓને દેખાડવા માટે, અમોએ અનલ હક મથાળા તરીકે લીધું હતી, અનલ હકનું મથાળું લીધાથી, એવી મતલબ નથી કે, અનલહકનો સિદ્ધાંત અમે સાબેત કરવા માંગીએ છીએ, અમારા મત પ્રમાણે, અનલહકનો દાવો કરનાર ખોટા છે, અને

તેમને ખોટા તરીકે જાહેર કરી, તેવા લોકથી દુર રહેવાને માટે અમારા ભાઇઓને ભલામણ કરવાને આ વિષય લીધો હતો. અનલહુ-કનો દાવો કરનાર જુઠાલોકોમાં, હકપણું બીલકુલહોતું નથી. તેઓને દુનીઆનો સ્વાર્થ, એટલો લાગેલો હોય છે કે, ધંધો રોજગારતો આખી દુનિયા કરે છે, અને કરવો લાજમ છે, પણ તેઓ તો નીચ વૃત્તિ રાખી, એવા સિદ્ધાંતના આશરા હેઠળ, ભોળા અજ્ઞાન લોકોને લૂટી ખાવા પણ ભુલતા નથી. અથવા જો કોઈ બીજાને લૂટવાની ઇચ્છા રાખતા નથી, તો એ સિદ્ધાંતથી, ઘણા મગરૂર તથા ધર્મથી વિમુખ થઈ જાય છે. અને એવી રીતે, ખુદાઇ રસ્તાથી દુર પડે છે. આ ભયંકર સિદ્ધાંતથી લોકોને પરહેજ રહેવાને માટે, અમોએ દશ વીશ લીટીમાં ટુંક લખાણ કરેલું હતું. સારા સારા વિદ્વાનો તરફથી અમોને મુબારકબાદી આપવામાં આવી હતી કે, “તમારી ચોપડીમાં અનલહુકના આડંબર ધરાવનારની તમોએ સારી ખબર લીધેલી છે” અલબતાં, આ વિષય એટલો ઉંડો છે કે, તેને માટે ઘણું લખાણ થવું જોઈએ, જેથી દરેક સાધારણ વાંચનારના મગજમાં લખના-રની ખરી મતલબ ઉતરી શકે. સારા ભેજાવાળા, અને સારૂં જ્ઞાન ધરાવનાર તો, થોડા લખાણ પરથી પણ લખનારનો હેતુ પારખી શકે છે. પણ સાધારણ સમજવાળા, થોડા લખાણથી, કદાપિ લખ-નારનો હેતુ બરાબર સમજી શકે નહીં. અમારા કેટલાક વિદ્વાન સ્નેહીઓએ, અમારા જાતભાઇના સામાન્ય લાભ અને સમજણ માટે એ વિષય ફરીથી વધારે વિસ્તારથી લખવા અમોને સૂચના કરી. તે સૂચનાને અનુસરીને આ પુસ્તકમાં, એ વિષય ફરીથી દાખલ કર્યો છે. આ વિષયને પુરતો ઇનસાફ આપવા સારૂ, સારા વિદ્વાનની જરૂર છે, છતાં પણ અમારી સમજ પ્રમાણે, તથા આ પુસ્તકના કદના પ્રમાણમાં અમોને જગ્યા મળી શકે, તે પ્રમાણે અમોએ એ વિષયને ફરીથી જગ્યા આપી છે.

ઇનસાન જાત જ્યારે જ્ઞાન અને નેકીનાં ઘણાંને જ ઉંચ ધોરણ ઉપર ચડે છે, ત્યારે ખુદાવંદ તાલાના દીદાર અને મુલાકાત મેળવી તેની સાથે સંપૂર્ણ ઐકયતા કરી શકે, એટલા દરજ્જા સુધી, વધી શકે, પરંતુ, કોઇ પણ રીતે, સાક્ષાત સૃષ્ટિનો પેદા કરનાર પરમેશ્વર થઇ શકતો નથી. જેમ એક નોકર, શેઠનો ગમે તેટલો વિશ્વાસુ, તથા માનીતો થઈ, ગમે તેટલા ઉંચા દરજ્જાપર ચડે, શેઠનું બધું કામ ચલાવે, કુલ અખતીયાર હાંસલ કરે, તેનો શેઠ, તેની સાથે કશી રીતની જુદાઇ રાખે નહીં, એવી હાલતમાં પણ આવે, તોપણ તે ખરેખરો શેઠ, તેના ફરજંદોનો બાપ તો થાય જ નહીં. એક સ્ત્રી, ધણીની ગમે તેટલી માનીતી થાય, ધણીના ઘરનો બધો કારભાર તેને સોપવામાં આવે, તીજોરીની ચાવીની મુખતીયાર કરવામાં આવે, અથવા, ગમે તેટલી તેને સત્તા આપવામાં આવે, તો પણ ધણી પોતે, અથવા છોકરાઓનો પિતા તે સ્ત્રી થાય જ નહીં. આખર તે સ્ત્રી, છોકરાંઓની માતાજી, પિતા તો કેહેવાયજ નહીં. મજનુ, લેલીના અતિશય પ્રેમમાં, લેલી સિવાય બીજી કોઈ ચીજને દેખતો નહોતો. તે લેલીને શોધવા નહીં ફરતો હતો, પણ દરેક ઠેકાણે તેને લેલીજ નજરમાં આવતી હતી, એવો અએન વીસાલમાં આવી ગયો હતો, અહીંઆ સુધી કે પોતાના શરીરનું પણ ભાન ભુલ્યો હતો. અને પોતાને પણ એમ કેહેતો હતો.

**અના લૈલી, અના લૈલી.**

મતલબ.

હું લૈલી છું, હું લૈલી છું.

તોપણ તે ખરેખર, શરીરની રીતે જોતાં, લેલી તો થાય જ નહીં. મજનુ તો નર હતો, અને લેલી નારી હતી. ખરેખર રીતે, તે મજનુ બદલીને, જાદુની અસર પ્રમાણે, લેલી થઇ ગયો હતો,

એમ હતું જ નહીં. મનસુર ખુદાઇ ઇશ્કમાં એવો ગરકાબ થયો હતો, કે પોતાનું શરીર, તથા આખું જગત તેની નજરમાં મિથ્યા થઇ ગયું હતું. પોતામાંથી હુંપદને જડમુળથી ઉખેડી નાંખ્યું હતું. દરેક ઠેકાણે, તે ખુદાને જ જોતો હતો. પોતાના સ્વાર્થ, તથા પોતાની જાતના અભિમાનને નાશ કરી નાંખ્યા હતા. ખુદાવંદની સાથે તેને ઐકયતા થઇ હતી, અને પોતાના હુંપણુાના અભાવથી, અને ખુદાવંદ પ્રત્યેના ઈશ્કથી, તે અનલ હક, એટલે હું ખુદા છું, એમ કહીને બોલતો હતો, પણ તેથી, તે મનસુર મટીને, ખરેખરો ખુદાવંદ, જાતે પોતે, થઇ ગયો, એમ છે જ નહીં. ઇનશાન જાત ખુદા થઈ શકે જ નહીં. કારણ કે, ઇશ્વર સંપૂર્ણ છે, દરેક ચીજનો પેદા કરનાર છે. માણસ જાત અપૂર્ણ છે, તથા ખુદાવંદ તરફથી પેદા થએલ, તેની બનાવટ છે. કારીગર અને કારીગીરીનો પદાર્થ એક થઇ શકે જ નહીં. ઇશ્વર કાંઇ ન હોય તેમાંથી, નવી નવી વસ્તુઓ બનાવે છે, ઇનસાન આ દુનીઆમાં કાંઇ નવી ચીજ પેદા કરી શકતો નથી.

———:o:———

## ખુદાવંદતાલાની મહાન શક્તિ.

સૂર્ય હમેશાં સવારે ઉગે છે, સાંજે અસ્ત પામે છે, ચંદ્ર અને બીજા ગ્રહો, આકાશમાં નિયમિત ગતી કરી રહ્યા છે. અસંખ્ય તારા આસમાનમાં માલમ પડે છે. ચોમાસામાં વરસાદના વાદળાં દોડાદોડ કરી મુકે છે, અને આ દુનીઆને પાણીથી ભરપુર કરી, તેમાં અગણિત ભાજીપાલા ઝાડ વગેરે ઉત્પન્ન કરે છે. મહાસાગર, નદીઓ અખુટ પાણીના ભંડારથી ભરેલા છે. મોટામોટા પર્વતો, આકાશ સાથે વાતો કરી રહ્યા છે. સમુદ્ર, તોફાની શાંત થાય છે. ભરતી, ઓટ નિયમસર ચાલ્યા કરે છે. વરસાદની રૂતુમાં, આકાશમાં ગર્જના થાય છે, વીજળી ઝબકારા કરે છે. તોફાની પવન

સખત રીતે ફુંકે છે. શીઆળા, ઉનાળા, તથા ચોમાસાની રૂતુઓ નિયમસર ચાલી આવે છે. ટાઢ, તડકા, વરસાદ, એક પછી એક જગ્યા લે છે. દિવસ તથા રાત, એક બીજાની પુઠ પકડી ચાલ્યા કરે છે. અસંખ્ય જાતના જાનવર, પશુ, પક્ષી, માણસ, કીડા, મકોડા તથા માછલાથી જમીન તથા આસમાન અને દરીયા ભરપુર છે. જમીનના પેટામાં, અસંખ્ય જાતની ધાતુઓ તથા ખાર ભરેલા છે. ધરતીકંપ તથા જવાળામુખી વખતો વખત ધડાકા કરે છે. દરીઆના તળીઆમાં માછલીના પેટમાંથી મોતી નીપજે છે. ખાણોમાંથી હીરા માણેક નીકળે છે. લાખો પ્રાણીઓ હરક્ષણે આ દુનીયાના તખતા ઉપર આવતા જાય છે, અને રવાના થતા જાય છે. સઘળા પદાર્થમાં તેઓના ગુણ એકસરખા રીતે, પ્રગટી રહ્યા છે. મિશ્રિત પદાર્થો અમુક પ્રમાણમાં જ બનેલા છે, તેમાં કોઇપણ ઠેકાણે, કશો ફેરફાર થતો નથી. બધા ઝાડપાલા તથા પ્રાણીઓ આ દુનીઆમાં નિયમિત રીતે પેદા થાય છે, વધે છે અને મરે છે. અને પોતાના નિયમિત ગુણ દોષો ધરાવે છે. આગ, પાણી, પવન, માટી વગેરે તત્વો, પોતાના નિયમિત કાર્યો બજાવતા જાય છે. નિર્જીવ પદાર્થને પોતાના અંગમાં મેળવી લઈ વનસ્પતિ વર્ગ વધે છે. પ્રાણીવર્ગ, વનસ્પતિ તથા બીજાં હલકાં પ્રાણીઓને ખાઇને વધે છે. અને પાછાં છેવટે, પ્રાણી વર્ગ, નિર્જીવ પદાર્થોને પોતાના અંગમાંથી કાઢી નાંખે છે, તેને વનસ્પતિ વર્ગ ખાઇને પોતાનો ખોરાક બનાવે છે. આપણા શેહેરમાં, જે લાખો ખાંડી કોલસા તથા બળતણ બળે છે. તથા પ્રાણીઓના લોહીના બળવાની ક્રિયા ચાલી, ફેફસાં વાટે, જે કારબોનીક એસીડ ગેસ નામનો વાયુ, જેઘણો જ ઝેરી હોય છે, અને પ્રાણી વર્ગને નુકશાનકારક છે, તે ઝાડપાલાનો મુખ્ય ખોરાક બને છે. એ જ કારબોનીક એસીડગેસ વાયુ, વનસ્પતિ વર્ગ પોતાના અંગમાં શોષીને, પોતાનું લાકડું વધારે છે. પ્રાણી વર્ગ, જે પદાર્થો

ઝાડા પેશાબ વાટે બહાર કાઢી નાંખે છે, તેને પણ, વનસ્પતિ વર્ગ ખાઇ જાય છે. આ પ્રમાણે, વનસ્પતિ વર્ગ, પ્રાણી વર્ગની ઉપયોગ કરેલી, અને છેવટે નુકશાનકારક બનેલી ચીજો ખાઇ, પોતાનો વધારો કરે છે, અને પોતાનો વધારો કરી, પાછો માણુસ જાતનો સ્વાદિષ્ટ ખોરાક બને છે. મહાસાગર, તથા સૂર્ય, એ આ દુનીઆમાં, મોટાં ઇનજીનો ચાલી રહ્યાં છે, તથા બગડેલી હવા શુદ્ધ કરવાનું, અને વરસાદ વરસાવવાનું કામ કરી રહ્યા છે. ખનીજમાંથી, ઉદ્દભીજ, અને ઉદ્દભિજમાંથી પ્રાણીજ વર્ગોની જીવનક્રિયાઓ અને સૃષ્ટિનો ક્રમ ચાલે છે. દુનીઆની બધી ચીજો, **નીસ્ત,** એટલે નહીં હતી, તેમાંથી **હસ્ત** એટલે દુનીઆમાં આણવાની, તેને તાકત છે. ખુદાવંદતાલા, અદમમાંથી વજુદ કરે છે. સૃષ્ટિના સર્વે પદાર્થો ખુદાવંદતાલાની કામીલ કારીગીરીનું પરીણામ છે. ખુદાવંદની મહાન શક્તિનું કદી પણ વર્ણન થઇ શકતું નથી.

———:o:———

# મનુષ્ય જાતની નબળાઈ.

ઈનસાન આ દુનીઆમાં કાંઇ પણ ચીજ એક અણુમાત્ર પણ નવી પેદા કરી શકતો નથી. તેમ જ કોઇ ચીજનો નાશ પણ કરી શકતો નથી. આ દુનીઆમાં જેટલા પદાર્થો આપણા જોવામાં આવે છે, તે હસ્તકૃત અથવા સ્વભાવિક હોય છે. જે પદાર્થોને માણુસ જાત, પોતાની કારીગીરીથી ઘાટ આપે છે, તે પદાર્થો હસ્તકૃત કેહેવાય છે; અને જે પદાર્થોને બનાવવામાં, માણુસ જાતનો હાથ નથી હોતો, માણુસ જાત આ દુનીઆમાં હોય કે ન હોય, તોપણ જે પદાર્થો હોય છે, જેવા કે આકાશ, વાદળાં, સૂરજ, ચંદ્ર, તારા, પૃથ્વી, મોટા મોટા પર્વતો, મહાસાગરો, નદીઓ, ઝાડપાલા, સઘળી જાતના પ્રાણીઓ તથા ઇનસાન જાતે પોતે, એ બધા સ્વભાવિક

પદાર્થો છે. હસ્તકૃત તથા સ્વભાવિક પદાર્થોનો ફરક જાણવો અગત્યનો છે, છતાં પણ, લાંબી નજરે જોતાં, દરેક ચીજ, મૂળમાં કુદરતી, એટલે ખુદાવંદતાલાની બનાવેલી જ હોય છે. જેને આપણે હસ્તકૃત કરીને કહીએ છીએ, તે પણ અસલમાં કુદરતી જ હોય છે. માણસ જાત ફકત કુદરતી ચીજોને જુદા જુદા ઘાટ આપી શકે છે, પણ ઘાટ આપવાની ચીજો, કુદરતી હોય છે. અને તે ઘાટ આપવાની ચીજોમાં ખાસીયતો પણ કુદરતે જ રાખેલી છે. માણસ જાત કુદરતી પદાર્થોની ખાસીયતોનું અવલોકન તથા અભ્યાસ કરી, દરેક ચીજની કુદરતી ખાસીયત સમજે છે, અને તે કુદરતી ખાસીયતની સમજના બળવડે, નવા નવા ઘાટ બનાવે છે. કોઈ ચીજને નવેસરથી પેદા કરવું, એ ઇનસાનથી થતું નથી, તેમ ઘાટ બદલ કરવા સારૂ જે ચીજોની જરૂર પડે છે, તે ચીજો જો કુદરત ન આપે તો હાથ જોડીને બેસી રહે છે. કુદરતી ચીજોના ફેરફાર કરી, તેને નવા રૂપમાં હસ્તકૃત તરીકે મુકવા, તેમાં જે જે પદાર્થોની ગરજ પડે, તેને માટે કુદરત ઉપર જ આશા બાંધવામાં આવે છે, અને તેવા કુદરતી પદાર્થોમાં ખાસ અચુક ગુણ પણ, કુદરત તરફથી રાખવામાં આવેલા છે. કોઇ સુતારે ટેબલ બનાવ્યું, તેનાપરથી, આપણે એટલું જ માત્ર કહી શકશું કે ખુદાવંદના બનાવેલા લાકડાને અમુક ઘાટ આપ્યો અને ખીલા માર્યા. લાકડું પણ કુદરતી પદાર્થ છે. અને ખીલાનું લોખંડ પણ કુદરતી પદાર્થ છે. માણસજાત ઘડીઆળ બનાવે છે, જુદાં જુદાં ચકરોને નિયમિત ગોઠવી, ચાલતાં કરે છે. પણ તેમાં જોઇતી ધાતુ તથા બીજી ચીજો, મૂળ કુદરતીજ હોય છે. એક દરજી પોશાક સીવી આપે છે, પણ તેને માટે જોઇતું રૂ તથા ઉન, કુદરતની જ બનાવટનાં છે. કોઈ બીમાર માણસની સારવાર માટે દાકટરને બોલાવવામાં આવે છે, તે બીમારનો રોગ તપાસી તેને માટે દરદના ઇલાજ તરીકે દવાઓ લખી આપે છે. પણ તે

દવાઓ મૂળ કુદરતી જ છે. વીજલી, વરાળ, વાયુ, લોહચુંબક, પાણી, તથા બીજી શક્તિઓને હાથમાં લઇ ઇનસાન જાત અદ્‌ભૂત કામ કરે છે. નવી નવી હેરત ઉપજાવનાર શોધો કરે છે અને પોતાની કારીગરીથી ઈનસાન જાત ઉપર આશીરવાદ કરી જાય છે, તોપણ તેઓ મૂળ તરીકે કુદરતી પદાર્થોને ઉપયોગમાં લે છે. ઇનસાન જાત આ દુનીઆમાં જે જે કારીગરી બનાવે છે, તે કુદરતી સામાનને આભારી છે અને એવી કારીગરી બનાવનાર ઇનસાન પોતે પણ કુદરતી છે. જે જે વિદ્વાનો કુદરતી પદાર્થોના ગુણ શીખતા જાય છે, તેની મદદવડે, તેઓ કુદરતી ચીજોને નવા નવા ઘાટ આપતા જાય છે. એક સુતાર, જ્યાં સુધી લાકડાના ગુણ તથા ખાસીયતો જાણતો નથી, ત્યાંસુધી કબાટ, ટેબલ, ખુરશી, પલંગ, વગેરે ફરનીચર બનાવી શકતો નથી. એક લુહાર, જ્યાંસુધી લોખંડની ખાસીયતો જાણતો નથી, ત્યાંસુધી ચપ્પુ, કાતર, તરવાર, બંદુક, છુરી, વગેરે સામાન બનાવી શકતો નથી. એક કુંભાર, જ્યાંસુધી માટીની ખાસીયતો જાણતો નથી, ત્યાંસુધી ઈંટો તથા માટીનાં વાસણો બનાવી શકતો નથી. એક સોનારો, જ્યાં સુધી સોના રૂપાની ખાસીયતો જાણતો નથી, ત્યાં સુધી બંગડી, હાર, વગેરે દાગીનાં બનાવી શકતો નથી. એક કેમીસ્ટ, જ્યાં સુધી જુદી જુદી દવાઓની ખાસીયતો જાણતો નથી, ત્યાં સુધી દવાને લગતું કામકાજ કરી શકતો નથી. જેમ જેમ એક વિદ્વાન, કુદરતી ચીજોની ખાસીયતો વધારે વધારે જાણતો જાય છે, તેમ તેમ તે નવાઈ જેવાં હસ્તકૃત ઘાટો બનાવે છે. તો પણ મહાન કુદરતી ચીજોને તે કદીપણ પહોંચી શકતો નથી. જેમ કે સૂરજ, પવન, વાદળાં, ગ્રહો, વગેરેપર તેની સત્તા ચાલતી નથી. જેમ જેમ તેમની ખાસીયતોથી વાકેફગાર થતો જાય, તેમ તેમ તેમાંથી નીકળતા ફાયદાનો લાભ લઇ લેવો, અને તેમાંથી ઉપજતા નુકસાનોમાંથી બચવું, એ કરી શકે છે. પણ તેમનાં ઉપર તેની સીધી

સત્તા કાંઈ પણ ચાલતી નથી. દરેકચીજની ખાસીયતો, તેમાંથી ઉપજતા નફા નુકસાનનો અભ્યાસ કરી, માણસ જાત પોતાને ઉપયોગી વસ્તુ ગ્રહણ કરે છે, અને નુકસાનકારક ચીજોમાંથી બચે છે. પણ સ્વતંત્ર રીતે કોઇ ચીજ પણ પેદા કરી શકતો નથી. કહેવત છે કે **બનાવવું મુશકીલ** છે, અને બગાડવું સેહેલુ છે. પણ માણુસ જાત વાસ્તવિક રીતે કોઈ ચીજનો નાશ પણ કરી શકતો નથી. જયારે દેખીતી રીતે, કોઇ ચીજનો નાશ પણ કરે છે, તો પણ તે વસ્તુ બીજા રૂપમાં આ દુનીઆમાં જ રહે છે. તે તેને દુનીઆમાંથી કાઢી મુકી શકતો નથી. કોઈ ચીજને બાળીને ખાક કરી નાંખે, તો ખાક તરીકે તે ચીજ દુનીઆમાંજ રહે છે. અગર કોઈ ચીજને બાળીને વાયુના રૂપમાં ઉડાવી દે, તો પણ તે વાયુ રૂપમાં જગતમાંજ રહે છે. કોઇ ચીજને ભાંગીને ભુકો કરી નાંખે, તો પણ, તે ચીજ જગતમાંજ રહે છે. ગમે તેમ કરે, તો પણ, કોઇ ચીજને તે આ જગતમાંથી કાઢી મુકી શકતો નથી અને તેનો ખરેખરો નાશ કરી શકતો નથી. આ ઉપરથી સિદ્ધ થાય છે કે, માણુસ જાત કોઈ ચીજ સ્વતંત્ર રીતે પેદા કરી શકતો નથી. તેમ કોઇચીજનો સ્વતંત્ર રીતે નાશ કરી શકતો નથી. અર્થાત, આ કુદરતના કારખાનામાં, માણુસ જાત એક તદન લાચાર કુદરતને આધારે છે, મુરખ દીવાનાથી મોટા વિદ્વાન ફીલસુફ સુધી, અને રંકથી રાજા સુધી, સરવેને આ વિશેષણ લાગુ પડે છે. જેમ મહાસાગર આગળ, પાણીનું એક ટીપું મગરૂરી વગરનું છે, તેમ જ ખુદાવંદની મહાન શક્તિ આગળ, માણુસ જાત તદન લાચાર, અને ફક્ત પુતળાં જેવો છે.

———:o:———

# મહાન ખુદાઈ શક્તિ આગળ માણસ જાતની શક્તિનું અભિમાન તુટી જાય છે.

જો કોઇ મોટો ઇનજીનીઅર હોય, અને તેણે મોટા મોટા પૂલો, સંગીન ઈમારતો વગેરેના બાંધકામોમાં ઘણી જ નામના મેળવી હોય, તોપણ ખુદાવંદતાલાની ઇજનેરી આગળ, તેની મગરૂરી ટુટી જાય છે. જ્યારે તે આ સૃષ્ટિનું મંડાણ, સૂરજ, તારા, ચંદ્રમા, ધુમકેતુઓ, મહાસાગરો, નદીઓ, પહાડો વગેરે ચીજોની ઇજનેરી જુએ છે, ત્યારે પોતાની હુશીઆરીનું અભીમાન જતું રહે છે.

જો કોઇ મોટો કેમીસ્ટ, એટલે રસાયણ શાસ્ત્રી, જુદી જુદી જાતની દવાઓની બનાવટમાં ઘણો જ હુશીયાર હોય તો પણ, ખુદાવંદતાલાની રસાયણ વિદ્યા આગળ તેની વિદ્યા શુન્ય થઇ જાય છે. આખા જગતના કુદરતી પદાર્થોનું નિયમિત મિશ્રણ રાખનાર, કેવો મહાન રસાયણવેત્તા હોવો જોઇએ તેનો જ્યારે વીચાર કરે છે ત્યારે તેની મગરૂરીની મુછ નીચે પડે છે.

સાંચા કામ ચલાવનાર ઇનજીનીયર, આ સૂર્ય તથા મહાસાગરવડે ચાલતું ઇનજીન જ્યારે જુએ છે, અને તેના મહાન સમર્થનો વિચાર કરે છે, ત્યારે હૈરતના દરીયામાં ડુબી જાય છે.

મોટા મોટા શિલ્પશાસ્ત્રીઓ, જે જુદી જુદી જાતનાં બાવલાં પુતલાં બનાવે છે, અને તે વિદ્યામાં પંકાઈ ગયા છે, તેઓ ખુદાવંદના શિલ્પશાસ્ત્ર આગળ, અને ઇનસાન તથા પ્રાણીઓને, તેણે જે તેમની હાલત અને હાજતને અનુસરતા ઘાટ આપ્યા છે, તે જોઇ, પોતાના દમ બંધ કરે છે. આવી રીતના ઘણા દાખલા આપી શકાય.

છેવટ મતલબ એ છે કે, ખુદાવંદતાલાની મોટાઈ તથા શક્તિનું વર્ણન થઇ શકતું નથી, અને માણસ જાતને વાજબી રીતે સઘળી

મગરૂરી મુકી દઈને, હું કાંઈ ચીજ નથી, એવો ધડો લેવાની જરૂર છે. અને માણસ જાત, જે કુદરત આગળ તદન લાચાર, ન કાંઈ નવું ઉત્પન્ન કરી શકે, ન કોઈ ચીજનો નાશ કરી શકે, તે ખુદાવંદતાલા બની જાય, એ કદી પણ બનવાકાર નથી.

ખુદાવંદતાલાએ માણસ જાતને બીજા પ્રાણી ઉપર શ્રેષ્ઠતા આપી છે.

———:o:———

# કુરાને શરીફ, સુરે બની ઈસરાઈલ.

વલ કદ કરરમના બની આદમા, વ હમલના હુમ, અલલ બરરે વલ બહરે, વ રઝકના હુમ, મીન તૈયીબાતે, વ ફઝઝલના હુમ, અલા કશીરીન, મીમ મન ખલકના, તફઝીલા.

મતલબ.

ખરેખર, અમે આદમના છોકરાઓને માનવંતા કર્યા છે, અને તેમને જમીન અને દરીયાપર લઈ જઈએ છીએ. તેઓને પાક ચીજો-માંથી ખોરાક આપીએ છીએ, અને જેઓને અમે પેદા કર્યા છે, તેઓ માંના ઘણા ઉપર અમે તેને શ્રેષ્ઠતા આપેલી છે

ખુદાવંદતાલાએ બીજી મખલુકાત કરતાં, ગમે તેટલી શ્રેષ્ટતા, ઇનસાન જાતને આપી છે, છતાં પણ, તે ખુદાવંદ થઈ શકતો નથી. ખુદાવંદતાલા તો એક જ છે, તેની સાથે બીજો કોઈ નથી.

———:o:———

# કુરાને શરીફ, સુરે બનીઈસરાઈલ.

લૌ કાના મઅહુ ઇલાહતુન, કમા યકૂલુના, ઇઝન, લઅ-બતગૌ, ઇલા ઝીલ અરશે. સબીલા.

**મતલબ.**

જેમ તેઓ કહે છે તેમ જો ખુદાવંદ સાથે, બીજા ખુદાઓ હોત તો બચીત અરશના માલેક તરફ રસ્તો શોધી લેત અને શ્રેષ્ઠતા મેળવવા સારૂ, ખુદાની સાથે પણ લડાઈઓ કરત.

——:o:——

# કુરાને શરીફ સૂરે અંબીયી.

**લૌ કાના ફીહીમા, ઈલાહુતુન, ઈલ્લલ્લાહો, લફસદતા**

**મતલબ.**

જો આસમાન અને જમીનની દરમીયાન ખુદાવંદતાલા સિવાય, જો બીજા ખુદા હોત તો બંને જણા મોટી લડાઈ કરત—

કુરાને શરીફની આ આયતો ઉપરથી જણાય છે કે, ખુદાવંદતાલા એક જ છે, અને તે બંને જહાનનો માલક છે અને જે માણસો અનલહુકનો સિદ્ધાંત સાબીત કરી પોતે ખુદાઈ રૂપ હોવાની મગરૂરી કરી, ભોળા લોકોને ફોસલાવે છે, તેઓ આ જગતમાં નીતિ અને ધર્મના બંધારણને ઘણું જ નુકશાન કરે છે. દુનીઆમાં કેટલાક માણસો આવા સિદ્ધાંતના આશરા નીચે, ભોળા લોકોને ઠગે છે. અને અજબ જેવું છે કે, કેટલાક આવા ભોળા લોકો તેવા મક્કરબાજોના સપાટામાં આવી જઈ, તેમને ખુદાનાં નુર, હીદાયતના ચીરાગ, હાજર ઈમામ, મુરશીદે રાહનુમા, જે, એક જમાનામાં, કદી પણ બે જણ થઈ શકતા જ નથી, તેમની થોડી અથવા વધારે તોલના ધારી, ખુદાવંદના રસ્તામાંથી ગુમરાહ થઈ જાય છે, આપણને લાજમ છે કે એવા અનલહુકના સિદ્ધાંતને સાબીત કરનારા લુચ્ચા લોકોની આસપાસ કદી પણ ભમવું નહીં, અને પોતાની જીંદગી

ફોકટમાં ગુમાવવી નહીં. ખુદાઇ રસ્તાની અને મારફતની ચાવી માટે, **હાજર ઇમામ**, અને એકલા તેઓ ઉપરજ આશા બાંધવી.

ખુબ યાદ રાખવાની જરૂર છે, કે કોઇ પણ ઇનસાન **અનલહક** થઈ શકતો નથી. અને મનસુર વગેરે કેટલાક આશકો **અનલહક** હું ખુદા છું **સુબહાની, મા અઝીમુશ શાની**–હું પાક છું, મારી કુદરત કેવી મોટી છે? એવા એવા વાકયો આશકાઇમાં વાપરી ગયા છે, તેની મતલબ એવી છે કે, તેવા લોકો ખુદાવંદતાલાની તરફની આશકાઇમાં, પોતાની ખુદી ખોઇ બેઠા હતા. તેઓ ખુદાવંદતાલાની જાતમાં, ફના થયેલા હતા. તેઓ, જે હું કરીને બોલી ગયા છે, તે પોતાનાં ન હોતાં; કારણ કે, પોતે તો **ફનાફીલ્લાહ** થયા હતા, ત્યારે તેઓનો પોતાનો હું હોય જ કયાંથી? જયારે તેઓ **ફનાફીલ્લાહ** થઈ ગયા હતા, તેઓનો પોતાનો હું નાશ પામ્યો હતો, અને તેઓ ખુદાવંદતાલા સાથે અએન વસ્લમાં આવી, ખુદાનો દીદાર જ દેખતા હતા. અને તેથી, આશકાઇમાં, એવા વાકયો વાપરી ગયા છે, અને તેથી તેઓ પોતેજ ખુદા બની ગયા હતા, એવો અર્થ થતો નથી. જેમકે આપણને કોઈ મિત્ર સાથે ઘાડો સંબંધ થાય છે ત્યારે તેનું ઘર, આપણા તરીકે લેખીએ છીએ, અને કોઇ સાથે વાત કરતા હોઈએ, ત્યારે કહીએ છીએ પણ, કે **ફલાણા ભાઇનું ઘર મારૂં જ ઘર છે.** તેથી ખરૂં પુછતાં તે ઘર આપણું થઇ જતું નથી. વળી આપણાથી કોઈ મોટો માણસ, જે આપણો ખેરખાહ હોય, અને તેની સાથે, આપણે ઘણા ઘાડા સંબંધમાં આવીએ, તો આપણે કહીએ છીએ, કે **તમે મારા બાપ** છો, **હું તમારો ફરજંદ** છું. તેમ કોઇ માણસ સાથે, આપણી ઘણી ઘાડી મિત્રાચારી થાય છે, ત્યારે આપણે કહીએ છીએ કે, **આપણે તો એક જ છીએ.** ઘણી ઘાડી મિત્રાચારીના સંબંધમાં, આવા આવા વાકયો, જે આપણે વાપરીએ છીએ, તેથી ખરેખર તેમ થઇ જતું

નથા. ફકત, ત ઉપરથી મિત્રાચારીનો તોલ થાય છે. તેમ જ, જે ખુદાના આશકો એવા એવા વાકયો વાપરી ગયા છે, તેનો ભાવાર્થ એવો છે કે, તે લોકો ખુદાવંદતાલાની સાથે, પૂર્ણ મિત્રભાવ અને આશનાઈમાં આવી ગયા હતા. ખુદાવંદની સાથે તેઓને એકયતા થઇ હતી. પણ શબ્દાર્થ પ્રમાણે, તેઓ ખુદ, ખુદાવંદ નહીં બની ગયા હતા. આ વિષયના છેવટમાં કેહેવાનું કે, આપણને લાજમ છે કે, આપણા હાજર ઇમામ, ખુદાવંદના નુર, હીદાયતના ચીરાગને શરણે જઇ, ખુદાવંદતાલા સાથે વસ્લ એટલે એકયતા કેવી રીતે થાય, તેના દીદાર અને મુલાકાતનું અખંડ સુખ કેમ મળે, તે શીખીને, તેઓની હીદાયત પ્રમાણે અમલ કરી, આગળ વધવું. હાજર ઇમામ સિવાય, ખુદાવંદની એકયતા તથા મુલાકાતના સાધનો બીજે કયાંથી પણ મળશે, એવી આશા રાખવી, એ ફોકટમાં જીંદગી વ્યર્થ તથા બરબાદ કરવા જેવું છે.

**મુરશીદ દીવા ઇસ જુગમાં,**
**જો આન દીખાવે સેર રે.**
**એ વાટ બોહોત રળીઆમણી,**
**જ્યાં ચોરાશી નહીં ફેર રે.**

ઇસમાઇલી ધર્મશાસ્ત્ર

**સબ બાટેં ગુરૂ કીજીએ, ગુરૂ બીના ન આવે ઠામ.**
**જુગમાં ગુરૂ નહીં ભેજતા, તો કોઇ નહીં સરતા કામ.**

ઈસમાઇલી ધર્મશાસ્ત્ર.

મનસુર, ખુદાવંદતાલા પ્રત્યે, એવું દ્દઢ અને અચળ ઇમાન ધરાવતો હતો, કે તેનું ઈમાન, કીઆમતના દીવસ સુધી એક દ્દષ્ટાંત તરીકે, યાદગાર રહી જશે. તે ખુદાઇ ઇશ્કમાં ફના થઇ ગયો

હતો, અને તેને શૂળીપર ચડાવવામાં આવ્યો. ત્યારપછી પણ તેના લોહીમાંથી અનલહકના અવાજ નીકળતા હતા. ખુદાવંતાલા પ્રત્યેના પોતાના ઇમાન અને ઇશ્કના જોરથી, તે અમર પદવીને પહોંચી ગયો હતો, અને ખુદાવંદતાલા સાથે, તેને ઐકયતા હાંસલ થઇ હતી અને તેથી, ખુદાવંતાલા સાથેના તેના ઇશ્કના જોશથી, અનલહકના શબ્દો, પોતાની મેળે, તેના ખુનમાંથી ઉત્પન્ન થતા હતા.

આવા ખુદાઇ આશક, ઇમાનદાર, મહાત્મા મનસુરના અનલહકના શબ્દોનો ભેદ જાણ્યા વગર, તથા તેના ઇશ્કની હાલત પોતામાં પેદા કર્યા વગર, ખોટી રીતે, મનસુરની બરાબરી દેખાડવાની ઇચ્છા ધરાવનાર, જેઓ ઇમાનમાં પવનની ડાંખળી મીસાલના છે, જેઓ ફનાફીલ્લાહને બદલે, દુનીઆમાં ફના તથા ફસેલા છે, જેઓ મનસુરના અનલહક શબ્દોનો કાંઇપણ મર્મ સમજતા નથી, અને તેના શબ્દોની તથા તેની હાલતની ખરી સમજણની ગેરહાજરીમાં, પોતેજ જગતના કરતાર, ખુદાવંદતાલા થઇ પડવાનો ખોટો અહંકાર ધરાવે છે, જેઓ ભોળી દુનીઆને ધુતીને પોતાનો નિર્વાહ કરે છે. અને જેઓ આ જગતમાં મોટા ગણાવાના ખોટા લોભથી, તથા પોતાના દેખીતા લાભ ખાતર, પાક ધર્મશાસ્ત્રોના, પોતાની મરજી પ્રમાણેના અર્થ કરી, સ્થાપીત ધર્મથી લોકોને વેગળા કરે છે, તેમને વાસ્તે, નીચે આપેલ ઇસમાઇલી ધર્મશાસ્ત્રના થોડા લખાણ સાથે, આ વિષય સમાપ્ત કરશું

૧ તો મુનીવરભાઇ, તે તો પોતાની અકલ ચલાવશે ઘણી.
૨ અને બીજા સૌને જાણશે ગેમાર.
૩ તે આપ બુદ્ધિએ અરથ ઉઠાડશે.
૪ સતગુરજી, તેને મને ઉપજશે, જે હું સૌને લુટું છું સાર.
૫ તો મુનીવરભાઇ તે તો પોતાની વાણી ચલાવશે જુગમાં

૬ અને આપણા ગુરનરની વાણી ઉપર, નહીં રાખશે ઇતબાર
૭ પોતાની વાણી ઉપર, સંસારને ધુતશે.
૮ અને આપણે મને તે આણશે અહંકાર.
૯ તો મુનીવરભાઈ તેને સૌ આવીને પાંયે પડશે.
૧૦ અને ગાફલ દુનીઆ તે ઘણું આવશે ઇતબાર.
૧૧ ત્યાં સૌ આવીને તેની પુજા કરે.
૧૨ તે તો પાપ પુન્યનો નહીં કરશે વીચાર.
૧૩ તો મુનીવરભાઈ, તે તો પોતાની બુદ્ધિએ બાંધી, વાણી ચલાવશે.
૧૪ અને આપણા ગુરનરના વાએક ઉથાપશે સાર.
૧૫ તે, પોતાને મને, કીરતાર થઇને બેસશે.
૧૬ એ સતગુરજી, તે તો આવશે કુંભી નર્કે મોઝાર.

———:0:———

# પ્રકરણ સાતમું.

# ફના ફીલ્લાહ.

રૂહાની ફીલસુફી લખનારા ફના ફીલ્લાહના દરજ્જાને ઘણો જ ઉંચો ગણે છે, માટે એ વિષયનું થોડું વર્ણન, આ પુસ્તકમાં લખીએ છીએ.

**ફના ફીલ્લાહ**–આ શબ્દસંગ્રહમાં, મૂળ ત્રણ શબ્દો છે.

ફના–નાશ થવું.

ફી–માં.

અલ્લાહ–ખુદા.

**ફના ફીલ્લાહ**–સામટો અર્થ, પોતાની જાતને, ખુદાની જાત આગળ ફના તરીકે, એટલે નીસ્ત નાબુદ તરીકે ગણવું, અર્થાત, ખુદાઇ શક્તિ આગળ, પોતે કાંઇ નથી, એવો દ્રઢ ઠેરાવ કરી, પોતાની મગરૂરી અને ખુદીને તોડી નાખવી.

ખુદાવંદતાલાએ મનુષ્ય જાતને અશરફુલ મખલુકાત, એટલે સરવે પેદા કરેલી વસ્તુઓમાં ઉત્તમ બનાવ્યો છે. તેને એક એવું મોટું બુદ્ધિબળ આપ્યું છે કે, જેનાવડે હેરત ઉપજાવનાર મહાન કાર્યો, તે કરી શકે છે. મોટાં મોટાં વિક્રાળ પ્રાણીઓને તે તાબે રાખી શકે છે. આકાશ, વાયુ, પવન, પાણી અને ખાક, એ પંચમહાભૂતોને, તેમને પણ ઘણે ભાગે પોતાને તાબે કરી, તેમને હાથે પોતાનું કામ કરાવે છે. ઓગણીસમી, અને ચાલતી વીસમી સદીમાં, જે સુધારા વધારા માણસ જાત કરી શકી છે, તેના અભ્યાસીઓ

સારી રીતે જોઈ શકશે કે, મનુષ્યને એક અજબ બુદ્ધિબળ ખુદાવંદતાલાએ આપ્યું છે. જ્યારે ખુદાવંદતાલાએ આપેલા બુદ્ધિબળની મદદથી, માણસ જાત અજાએબી ભરેલાં મહાન કાર્યો બજાવે છે, ત્યારે ઘણે ભાગે, તેઓ મગરૂર બની જાય છે, અને સમજે છે કે, આ બધાં કામ હું કરી શકું છું. ખુલ્લી બાહારની નજરથી જોતાં, "હું કરૂં છું" એમાં સત્યતા લાગે છે. પણ બારીક ફીલસુફીનું જ્ઞાન ધરાવનારાઓ એ સત્યતા માનવાને ના પાડે છે. જાહેર અને બાતન નજરમાં, ઉંડો ફરક છે. એક કુતરાને કોઇ લાકડી મારે, અને તે કુતરો લાકડી ઉપર પોતાનો ગુસો ખાલી કરે, તે બરાબર કહેવાય નહીં; ખુદાવંદતાલાએ આપેલા બુદ્ધિબળવડે, ઇનસાન જે જે મહાન કાર્યો બજાવી શકે છે, પોતાના દીન અને સ્વદેશનું રક્ષણ કરે છે, અથવા બીજી કોઈ પણ જાતનાં પરાક્રમો કરે છે. તેને માટે, માણસને અલબતાં શાબાશી ઘટે છે; પણ તે શાબાશી શા માટે? ફક્ત, ખુદાવંદતાલાની આપેલી બખશીશનો સદ ઉપયોગ કરવા માટે. ખુદાવંદતાલાની સહાયતા અથવા હાથ સિવાય, તેને બુદ્ધિબળ મળ્યું નથી. ગમે તેવો વીર પુરૂષ આ દુનીઆની સપાટી ઉપર થઇ જાય, એવો વીર પુરૂષ પણ થઇ જાય, કે જેના જેવો ન કોઈ થઇ ગયો હોય, અથવા ન કોઇ ભવિષ્યમાં થઇ શકે, તો પણ તે ખુદાવંદતાલાની બનાવટ છે. માતાના ઉદરમાંથી તે જ્યારે દુનીઆમાં બહાર પડે છે. ત્યારે તે તદન લાચાર હોય છે. તે માણસ જ્યારે મોટો થતો જાય છે અને ખુદાવંદતાલા તેને બુદ્ધિનું બળ બખશતો જાય છે. તે બળનો રૂડો ઉપયોગ કરી, તે ગમે તેવો મહાભારત ભાગ આ દુનીઆમાં બજાવે છે. તો પણ તેનું દુનીઆમાં પેદા થવું તથા બુદ્ધિબળ, એ પોતાની સત્તાથી નથી એ બાબતો ઉપર ખુદાવંદતાલાજ કાબુ ધરાવે છે.

બ અમરશ, વુજુદ અઝ અદમ નકશ બંદ.
કે દાનદ જુઝઉ, કરદન, અઝનીસ્ત હસ્ત?

બોસ્તાને સાદી.

મતલબ.

તે ખુદાવંદના હુકમથી નીસ્તીમાંથી હસ્તી થઇ. તેના સિવાય અદમમાંથી મોજુદ કરવાનું કોણ જાણે છે? એટલે કે, કાંઇ નહીં હોય, તેમાંથી ચીજો કોણ બનાવી શકે છે?

તેમ જ વળી, તે માણસને, તથા તે બળને ખુદાવંદતાલા જ્યારે પાછું પોતા તરફ ખેંચી લે છે, ત્યારે પણ તેનો અટકાવ ઇનસાન જાતથી થઇ શકતો નથી. આ ઉપરથી સાબીત થાય છે, કે માણસ પોતાના બુદ્ધિ બળનો રૂડો ઉપયોગ કરે, તેને માટે તેને શાબાશી ઘટે છે, પણ તે કામ મેં કર્યું, એવી મગરૂરી તો ઘટતી જ નથી.

મર ઉરા રસદ, કીબરીયાઓ મની.
કે મુલ્કશ કદીમસ્ત, વ ઝાતશ ગની.

બોસ્તાને સાદી.

મતલબ.

મોટાઇ અને ખુદી તો ખુદાવંદતાલાને જ સજાવાર છે, કારણ કે, તેનો મુલ્ક અસલી છે, અને તેની જાત બે પરવા છે. ખુદાવંદતાલા સિવાય, ગમે તેવી પેદા થએલી ચીજ, પોતાની તાકાતની અસલ માટે ખુદાવંદને આભારી છે, અને હું તરીકેની તકબ્બુરી, તેને છાજતી નથી.

એજી સાથી તુજકું તો મીલે, જબ છોડે હું હું.
સબ બાતાં સાંહીકું સોંપીએ, હરદમ કહેવે તુંહી તું.

ઇસમાઇલી ધર્મશાસ્ત્ર.

## મીનહુલ મબદઓ, વ ઈલૈહીલ મઆબ.

મસનવી મૌલાના રૂમ.

### મતલબ.

સઘળી વસ્તુઓની શરૂઆત તેની તરફથી છે, અને સઘળી વસ્તુઓ આખર તેની તરફ પાછી વળે છે.

**પરસ્તારે અમરશ, હુમેહ ચીઝો કસ.**
**બની આદમો, મુરગો, મુરો, મગસ.**

બોસ્તાને સાદી.

### મતલબ.

મનુષ્ય જાત, પક્ષીઓ, કીડી મકોડી, સરવે તેના હુકમને તાબે છે.

જે ચીજ, યથાર્થ રીતે જેવી હોય, તેવી જ પેહેલેથી તેને સમજવી, તથા તે પ્રમાણે, પેહેલેથી જ અમલ કરવો, એ ફીલસુફીની સમજ છે. દુનીઆમાં જે જે શક્તિઓ આપણને માલમ પડે છે, તે સઘળી ખુદાવંદતાલા તરફથી છે, અને તેને માટે મગરૂરી પણ તેને જ સજાવાર છે. આ પ્રમાણે, જે ખરૂં છે, તેનો વાજબી રીતે પહેલેથી જ દ્દઢ નિશ્ચય કરી, સઘળી શકતીનું મૂળ ખુદાવંદતાલાને ધારીને પેહેલેથી જ મગરૂરીને આપણી પીઠપર સ્વાર ન થવા દેવી જોઇએ, કારણ કે જે ચીજ, અસલમાં પોતા તરફથી વાસ્તવિક રીતે નથી, તેને પોતાની ધારીને જે માણસ પોતા ઉપર મગરૂરી બાંધે છે, તે તદન ખોટું અને ફીલસુફીથી ઉલટું છે. જો બાદશાહ, મેહેરબાનીની રાહે, આપણને વજીરાતનો હોદો આપે તો મગરૂરી કરવી નહીં. બાદશાહ ઉપર એહેસાન કરીએ છીએ, એમ સમજવું નહીં. પણ બાદશાહે આપણને વઝીરાત બખશી તેને માટે, બાદશાહનો એહુસાન માનવો, એ આપણી ફરજ છે.

કારણ કે, બાદશાહ તો ગમે તેને વજીર બનાવી શકશે. પણ આપણને બીજા બાદશાહ મળી નહી શકે. આ ઠેકાણે, કોઇ પ્રશ્ન ઉઠાવશે કે, બાદશાહ તો ઘણા છે, બીજા કોઇ બાદશાહની નોકરી કરશું, તેના જવાબમાં કહીશું કે, ખુદાવંદની બાદશાહી એક છે અને તેના ઉપર એક જ બાદશાહ છે. બીજો કોઈ નથી.

———:o:———

# વહદહુ, લા શરીક લહુ

કુરાને શરીફ.

**મતલબ.**

તે બાદશાહ એકલો છે. તેનો કોઇ ભાગીદાર નથી.

હવે આ બાદશાહ, જે એકલોજ છે, ત્યાંથી રદ થયા, તો આપણને વઝીરાત આપનાર, બીજો કોઇ બાદશાહ છેજ નહીં. બીજી કોઇ પણ દરગાહ નથી, કે જ્યાં આપણને પનાહ મલી શકે. આપણે ગમે તેવું શરીરબળ, બુદ્ધિબળ, પૈસાનુંબળ, કુટુંબબળ, જ્ઞાનબળ ધરાવતા હોઇએ, ગમે તો ચક્રવતી બાદશાહ થઇ જઇએ, તોપણ, એ બળ આપનાર, ખુદાવંદની જાત આગળ, આપણે ફના છીએ. જે બળ, સદ ઉપયોગ માટે, જનકલ્યાણને માટે ચાર દીવસ વાપરવા માટે, ખુદાવંદતાલાએ આપણને બખશેલું છે, તે પોતાનું સમજી બેસીને, હુંપદમાં આવી ન જવું. પણ ફીલસુફીની રીતે વીચારતાં, તે બળ, અસલ જેના તરફથી છે, આખર, જેના તરફ પાછું નકી ફરવાનું છે, જેણે તેને ગમે તેટલી મુદત સુધી, નેક કામો કરવાને શકતીવાન થવા સારૂ, આપણને ઉછીનું આપેલું છે, તે ખુદાવંદની પાક જાતમાં, આપણે પોતાને ફના, એટલે કાંઇ નથી, એવો દ્દઢ નિશ્ચય કરી, તે પ્રમાણે, જગતમાં ચાલવું જોઇએ. આ દુનીઆમાં જે જે શકતીવાન મહાન પુરુષો થાય છે, તેણે

તો ખુદાવંદતાલાનો ઘણોજ એહેસાન માનવો જોઈએ. અને તે એહેસાન વ્યવહારૂ રીતે સાબીત કરી આપવાને માટે, જનકલ્યાણમાં, મોટો હીસ્સો આપવો જોઈએ. મહાન પુરૂષોએ ખુદાવંદતાલાનો ઘણો એહેસાન માનવાનું કારણ એ કે, ખુદાવંદતાલાએ બીજા તેના જાતિ ભાઈ કરતાં, તેને વધારે પસંદ કરી, તેના ઉપર બખશીશ ઉતારી છે. ખુદાવંદતાલએ, જગતના કલ્યાણને અર્થે, મહાન પુરૂષોને જે બખશીશ આપી છે, તે ખુદાવંદતાલાના નિર્માણ કામમાં જ ખરચવી જોઈએ. ખુદાવંદતાલાની એવી બખશેશને, પોતાની ખુદની હમેશની મીલકત ધારી દબાવી બેસનાર, તથા તે ઉપર મગરૂર થનારની સમજ, બરાબર નથી. ખુદાવંદતાલા તરફથી ઉછીનું આપેલું બળ, પોતાના તરીકે નહીં લેખતાં, ખુદાઈ સત્તામાં ફના થઈ રહેવું, એ ઇનસાનનું ખરૂં કર્તવ્ય છે. ખુદાવંદતાલાની સત્તાનો કાંઇક ખીઆલ કરવાને માટે, વાંચનાર ભાઈઓ સાથે મળીને, એક મહાસાગરના કીનારા પર જઈ, જરા વાર, ત્યાં શાંત બેસીને, કુદરતી બનાવોનો ચીતાર લઇશું. આ ઠેકાણે, એક બાજુપર, દરીઆનાં તોફાની મોજાં ઘોંઘાટ કરી, ઘેલા હાથીની માફક તોફાન મચાવી રહ્યાં છે. દરીઆના પાણીમાં હજારો જાતનાં નાનાં મોટાં માછલાં રમી રહ્યાં છે. સ્ટીમરો, વહાણો, મછવા વગેરે દરીયાના પાણીને કાપી કાપીને પોતાની શક્તિ પ્રમાણે, ચાલ્યાં જાય છે. તેની સામે, બીજી બાજુપર, એક મોટું વિશાળ જંગલ છે. જેમાં મોટા મોટા પર્વતો, આસમાન સાથે વાતો કરી રહ્યા છે. તે જંગલમાં લાખો જાતોની વનસ્પતિ તથા વૃક્ષો ઉગેલાં છે અને તેઓપર અસંખ્ય જાતના પક્ષીઓ, પોતાના સુંદર સરોદો કાઢી, ઇશ્વરી રચનાની તારીફ કરી રહ્યા છે. તે જંગલોમાં, વનવાસી પશુઓ

ચોમેર દોડી રહ્યા છે. તથા વનરાજ સિંહો પોતાની ગર્જના કરી રહ્યા છે. શુશોભિત ચામડી તથા પીછાંવાળાં પ્રાણીઓ જંગલને શોભા આપી રહ્યાં છે. ઉપર આકાશ ભણી નજર કરતાં, સૂર્ય તથા ચંદ્રના ગોળા તથા અગણિત તારા રોશની આપી રહ્યા છે. મહા-સાગર ઘડીકમાં પહાડો સમાન મોટાં મોજાં, મસ્તાના હાથીની માફક, અફાડે છે. તથા પવનના ભારે ભારે સપાટા મારમાર કરતા આવે છે અને વહાણો તથા વૃક્ષોના વેરી સમાન થઇ પડે છે. ઘડીમાં, ધોધ બંધ વરસાદની ધારાઓ પડે છે, અને જ્યાં જુઓ ત્યાં, પાણી પાણી સિવાય, બીજું કાંઇ દેખાતું નથી. ઘેલા સિંહની માફક, આકાશમાં ગર્જના અવાજ કરે છે, અને વીજળીના સપાટા આંખને ઝંખવાણી કરી નાંખે છે. અને દીલમાં હેબત ઉપજાવે છે. વળી ઘડીકમાં સર્વ શાંત થઈ જાય છે. સરવે ખુશી અને મોજમજામાં ફરે છે. આવા ઠેકાણા ઉપર, અમારા વાંચનારની સાથે જઇને બેસશું. વાંચનાર ભાઇઓ, આ ઠેકાણે ઇશ્વરની મહાન રચના જુઓ. દરયાફ્ત કરો, તો આવા ઇશ્વરી બળ આગળ, આપણે શું ચીજ છીએ. આ બધા કુદરતી પદાર્થો ઉપર, આપણો શું કાબુ છે, અને એ પદાર્થોના જોર આગળ, ઇનસાન શું બીસાદમાં છે, તેનો ચીતાર આપણે સેહેજ કરી શકશું.

યકી કતરે બારાન, ઝ અબરી ચકીદ.
ખજલ શુદ, ચું પીનહાએ દરીયા, બેદીદ,
કે જાઇ કે, દરીયાસ્ત, મન કીસ્તમ. ?
ગરઉ હસ્ત, હક્કન, કે મન નીસ્તમ.

બોસ્તાને સાદી.

### મતલબ.

વાદળામાંથી એક પાણીનું ટીપું દરીઆમાં પડયું. તે ટીપાએ

જ્યારે દરીઆની લંબાઇ પોહોળાઈ, જોઈ ત્યારે શરમંદો થયો. તેણે કહ્યું કે, જે ઠેકાણે આ દરીઓ છે, ત્યાં હું શું પદાર્થ છું? દરીઆની નજીક, ખરેખર હું ફના છું. કાંઇ નથી.

જ્યારે આપણે ઇશ્વરી સત્તાનો ખીયાલ કરીએ છીએ, ત્યારે વિચારના સાગરમાં, ગુમ થઇ જઇએ છીએ.

દર ઇં વરતેહ, કીશ્તી, ફીરૂ શુદ, હજાર૰
કે પૈદા ન શુદ, તખતેહ, બર કીનાર,

બોસ્તાને સાદી.

મતલબ.

આવા વીચારના વમળમાં, હજારો કીશતીઓ ગરક થઇ ગઇ છે, અને તેઓમાંથી એકનું પણ પાટીઉં કીનારાપર આવ્યું નથી.

કે ખાસાં, દર ઇં રાહ, ફરશ રાનદેહ અંન્દ.
બી, "લા ઉહસા,"અઝતક, ફીરૂ માદેહ અંન્દ.

બોસ્તાને શાદી.

મતલબ.

ખાસ લોકોએ આ રસ્તામાં ઘોડા દોડાવ્યા છે, પણ "અમે પહોંચી નથી શકતા" એવો અવાજ કરી દોડથી થાકી રહ્યા છે.

કસીરા દર ઇં બઝમ, સાગર દેહંદ.
કે દારૂએ બીહોશીયશ, દર દેહંદ.

બોસ્તાને સાદી.

મતલબ.

આ મીજબાનીમાં, તે શખસને પીઆલો હાથમાં આપવામાં આવે છે કે જે બેહોશીનો દારૂ પીએ છે, એટલે, પોતાને ફના કરે છે.

દીગર, મરકબે અકલરા, પુયેહ નીસ્ત
ઈનાનશ, બેગીરદ તહટયુર, કે ઈસ્ત.
બોસ્તાને સાદી.

અકલના ઘોડાની દોડ, ત્યાં નથી, અજાયબી તે ઘોડાની લગામ પકડે છે. અને કહે છે કે, " ઉભો રહી જા"

ખુદાવંદતાલાની દરગાહમાં, કોઇ જાતની ખુદી અથવા મગરૂરી રાખ્યા સિવાય, ફના થઇને રહેવું. તે વિષેની થોડી બેતો નીચે આપીએ છીએ.

૧ મગુ, પાયે ઇઝઝત, બર અફલાક, નેહ.
૨ બુગુ, રૂએ ઇખલાસ, બર ખાક, નેહ.
૩ બતાઅત, બીનેહ. ચેહરેહ, બર આસ્તાન.
૪ કે ઇનસ્ત, સરજાદએ રાસ્તાન.
૫ અગર બંદેહ, સરબર ઇંદર, બીનેહ.
૬ કુલાહે ખુદાવંદી, અઝસર, બીનેહ.
૭ ચું તાઅત કુની, લબ્શે શાહી, મપુશ.
૮ ચું દરવીશે મુખલસ, બર આવર, ખરૂશ.
૯ કે પરવરદીગારા, તવંગર, તુઈ.
૧૦ તવાના, વ દરવીશ પરવર, તુઈ.
૧૧ ન કીશવર ખુદાયમ, ન ફરમાન દેહમ.
૧૨ યકી અઝ ગદાયાને, ઇં દરગેહમ.
૧૩ ચેહ બરખીઝદ, અઝ દસ્તો કીરદારે મન.
૧૪ મગર દસ્તે લુત્ફેશ, શવદ, યારે મન
૧૫ તુ બર ખૈરો નેકી, દેહમ દસ્તરસ.
૧૬ વગરનેહ, ચેહ ખૈર આયદ, અઝમન બકસ.
૧૭ દુઆ કુન, બશબ, ચું ગદાયાં, બસુઝ
૧૮ અગર મીકુની, બાદશાહી, બરૂઝ.

બોસ્તાને સાદી.

## મતલબ.

૧–૨ એવું નહીં કહે, કે ઇજ્જતનો પગ આસમાન ઉપર રાખ, એવું કહે કે, ઈખલાસથી માથું જમીન ઉપર.

૩–૪ બંદગીસાથે, તારૂં માથું તેના આસ્તાન ઉપર રાખ. આ રસ્તો નેક લોકોનો છે.

૫–૬ અગર તું બંદો છે, તો મોટાઈની પાઘડી માથા ઉપરથી ઉતારીને, આ દરવાજા ઉપર માથું રાખ.

૭–૮ જ્યારે તું બંદગી કરે, ત્યારે બાદશાહી લેબાસ નહીં પેહેર. એટલે, મોટાઇના ખીઆલ નહીં કર. પણ મુફલીસ ફકીરની માફક, દીલમાંથી પોકાર માર.

૯–૧૦ તું એવું કહે, કે ઓ પરવરદીગાર, તું તવંગર છે, તું શક્તિવાન અને ગરીબ પરવર છે.

૧૧–૧૨ હું મુલકનો બાદશાહ નથી. હું હુકમ આપનાર નથી. પણ તારી દરગાનો એક ફકીર છું.

૧૩–૧૪ જો તારી મેહેરબાનીનો હાથ મારો મિત્ર ન થાય, તો મારા હાથ અને કૃત્યથી શું ખૈર બને?

૧૫–૧૬ તું મને ખૈર અને નેકીની તૌફીક આપ, નહીં તો, મારા જેવા લાચારથી શું ખૈર બનવાનું હતું?

૧૭–૧૮ અગર તું દીવસના બાદશાહી પણ કરતો હોય, તો પણ રાતના દરવીશની માફક દીલની દાઝ સાથે, ખુદાવંદની દરગાહમાં દુઆ કર.

બધી તાકતનું મૂળ ખુદાવંદ છે. ખરૂ પુછતાં, માણસ જાત, અસલ બારીક નજર કરતાં, ખરેખરી તાકત કાંઇ ધરાવતો નથી. ખુદાવંદનું રાજ્ય એટલું મોટું છે, કે તેમાં બધી ચીજો સમાઇ શકે છે, પણ ખુદી એટલે મગરૂરી સમાઈ શકિત નથી. ફીલસુફીનું

લખાણ કરનારા વિદ્વાનો, ફના ફીલ્લાહની હાલતને, ઘણી ઉંચી ગણે છે. અને તેઓ ફના થવાના દ્દષ્ટાંતોને, ઘણું વજન આપે છે.

**ચું ખુદરા અઝનીકાં, શીમુરદી, બદી,**
**નમી ગુંજદ અંદર ખુદાઇ, ખુદી,**

મસનવી મૌલાના રૂમ.

**મતલબ.**

તું પોતાને ઉમદા માણસ તરીકે લેખે, તેમાં ખરાબી છે. ખુદાવંદતાલાના રાજ્યમાં ખુદી સમાતી નથી.

———:o:———

# એક ઈરાની વેપારી તથા તુતીજાન પોપટ.

ઈરાનના મુલકમાં ઈસ્ફહાન કરીને એક શેહેર છે. તેમાં એક સોદાગર રેહેતો હતો. તે સોદાગરને ઘેર, એક ઘણો હુશીયાર અને ખુબ સુરત પોપટ હતો. તે સોદાગરે તે પોપટને એક સુંદર રત્ન-જડીત પીંજરામાં રાખેલો હતો, અને તેની ઘણી ઘણી માવજત રાખતો હતો. તે પોપટ એવી મીઠી મીઠી વાતો કરતો હતો, કે તે સોદાગરનો જીવ તે પોપટમાં જ હતો. દુનીઆના જંજાળથી, ગમે તેવો કંટાળીને ઘેર આવતો, તો પણ, આ પોપટ પાસે, જરાવાર બેસવાથી, તેનું દીલ શાંત થઇ જતું હતું. તે સોદાગરે તે પોપટનું નામ, **તુતીજાન** કરીને રાખ્યું હતું.

આ સોદાગર પેરદેશની સફરનો ધંધો કરતો હતો અને દર વરસે પરદેશની એક મુસાફરી કરતો હતો. એક વરસે, જ્યારે તે હિંદુસ્થાનની સફરપર જવાને તૈયાર થયો, ત્યારે મેહેરબાનીની રાહે, બધા ગુલામો તથા કનીઝોને પાસે બોલાવીને પુછ્યું કે, તમારે વાસ્તે હિંદુસ્થાનમાંથી શું ભેટ લાવું? તમોને દરેકને, જે જે ચીજ

પસંદ હોય, તે મને કહો. તો સફરથી પાછા વળતી વખત, તમારે સારૂ તે ચીજો તમારા દરેકની ભેટને વાસ્તે લેતો આવું. સૌએ પોત પોતાની ઇચ્છા પ્રમાણે માંગણી કરી, અને તે સોદાગરોએ તે ચીજો લાવી આપવાને તેઓને વાયદા આપ્યા. તુતીજાનને પણ આ પ્રમાણે પુછતાં, તેણે જવાબ આપ્યો, સાહેબ, જ્યારે તમે હિંદુસ્થાનના મુલકમાં પહોંચો, ત્યારે ગોકુળ મથુરા પાસે બિંદ્રાબનનું વન છે, તેમાં જજો. ત્યાં મારા જાતભાઈઓ હજારો પોપટ તમારા દીઠામાં આવશે. જ્યારે તમે ત્યાં પહોંચો, અને તેમને જુઓ, ત્યારે મારો અહુવાલ તેમને સંભળાવજો; અને કહેજો કે, આ જમાનાની ગરદશથી, તુતીજાન કરીને પોપટ, મારી કેદમાં છે. તે તમારે વાસ્તે બહુ મુશતાક છે, તમારે માટે, ઘણો ઇશ્ક ધરાવે છે, અને તમારે માટે, તેને બહુ માન છે. તેણે તમને સલામ કહેવડાવ્યા છે, અને તમારી પાસેથી પોતાની ફરીયાદીની દાદ ચાહી છે અને પોતાના છુટકારાનો ઇલાજ તમારી પાસેથી માંગ્યો છે, અને તમારી રાહનુમાઇનો ઇંતેજાર છે. તે કહે છે, શું આ વાજબી છે કે, હું તમારા ઇશ્કમાં અને તમારી જુદાઇમાં જાન આપું, અને આ કેદમાં બંધ રહું, અને તમે કોઈવેળા લીલોતરીપર બેસો છો, કોઇવેળા ઝાડપર ટૌકા કરો છો. શું આનું નામ વફાદારી છે? શું દોસ્તીની આ રીત છે? હું કેદમાં છું. અને તમે બાગ તથા બોસ્તાનમાં એશ કરો? ઓ મહાત્માઓ, તમે આ નાચીઝ પક્ષીને તો યાદ કરો. અને સુંદર લીલોતરીવાળા જંગલમાં, એક શરાબનો જામ મારી યાદ દાસ્તમાં તો પીઓ, એટલે કે, તમારી ખુશીની દરમીયાન, એક વખત તો મને યાદ કરો. કારણ કે, મિત્રની યાદ, મિત્રના હકમાં, મુબારક થાય છે. ખરા દોસ્ત દુઃખી દોસ્તની ગમખારી કરે છે. અને તેમની હાલતપર, દીલગીરી કરે છે. ઓ મારા જાતભાઇઓ, તમો તમારાં સ્ત્રી બચ્ચાં સાથે ખુશી ખુશાલીમાં, દીવસો નિર્ગમન કરો છો, ખાઓ છો, પીઓ છો

અને મોજ કરો છો. તમોને કશી ચીજનો હમગમ નથી. તમો કોઇની કેદમાં નથી, જ્યાં ખુશી પડે ત્યાં ઉડયા કરો છો અને મીઠાં મીઠાં ગાયન કરો છે. તમોને કોઇ પણ બાબતની બે કરારી નથી છુટા અને બેકેદ છો. તમે સુખ અને શાંતીનાં શરબત પીઓ છો હું મારા ખુનના પીઆલા ભરી ભરીને પીઊં છું. અગર મને દાદ આપવા ચાહો છો, તો શરાબનો એક જામ મારી યાદમાં પીઓ. અગર તમે ન પીઓ તો મારી યાદ કરી જમીનપર ખાકમાં ઢોળી નાંખો. કોઇ પણ રીતે એક વખત મારી યાદ દીલમાં લાવો મને મોટી તઅજ્જુબી ઉપજ્ઞ થાય છે કે, તમારા કસમ અને વાયદા કયાં ગયા? જે વાયદા, તમારા શાકર જેવા હોઠમાંથી નીકળ્યા હતા, તેનું શું થયું? અગર હું બદ છું. અને આ જુદાઈ મારી બદીનું પરીણામ હોય, તોપણ તમો તો બદ નથી. અગર હું ખરાબ છું, અને તમે પણ મારી સાથે, તેવીજ પ્રકારની બદી કરો. તો પછી, મારાંમાં અને તમારાંમાં શું ફરક?

તે સોદાગરે દશવીશ વહાણોમાં માલ ભરી, હિંદુસ્થાન તરફ વહાણો હંકાર્યાં. હિંદુસ્થાનમાં મુંબઈ, મદ્રાસ, કલકત્તા, વગેરે બંદરોમાં પોતાનો માલ વેચી સાટી, બીજો પોતાના મુલકમાં ખરનો માલ ભરી, વહાણોને સ્વદેશ ભણીની સફરને માટે, તૈયાર કર્યાં. ત્યાર બાદ જે જે માણસો, સગાં વહાલાં, ગુલામ કનીઝો વગેરેને ભેટો આપવા વચન આપેલાં હતાં, તેસ ઘળી ચીજો એક પછી એક, જે જે ગામમાં મલતી હતી, ત્યાં જઇ તે ચીજો ખરીદી ને, વહાણો ઉપર ચડાવી દીધી. છેવટના ભાગમાં, પોતાના માનીતા તુતીજાનનો સંદેશો આપવા માટે, ગોકુળ મથુરાં પાસે બીંદ્રાબનના વનમાં ગયો. આ બિંદ્રાબનના વનમાં, તેણે તુતીજાનના કહેવા પ્રમાણે, હજારો મેના તથા પોપટ જોયા. તેમને જોઇને, એક બુલંદ અવાજથી

પોકાર મારી મારીને તેણે તુતીજાનનો સંદેશો તે પક્ષીઓને આપ્યો અને તેઓ સંદેશાનો વળતો જવાબ આપે, તે સાંભળવાની ઇંતેજારીમાં ઉભો પણ કોઇ પણ પક્ષીએ કાંઇ પણ જવાબ આપ્યો નહીં. સઘળા પક્ષીઓ તુતીજાનનો સંદેશો સાંભળી ચુપ બેસી રહ્યા. તે પક્ષીઓ તરફથી તુતીજાનના આપેલા સંદેશાનો કાંઈપણ જવાબ ન મળવાથી, તે સોદાગરે પાછા ફરવાનો વિચાર કર્યો. એટલામાં એકાએક શું જુએ છે કે, એક પોપટ તે સમાચાર સાંભળીને કાંપવા લાગ્યો, અને ઝાડપરથી નીચે પડીને મરણ પામ્યો. સોદાગર આ હાલ જોઇને પોતે ખબર આપી, તે વિષે પસેમાન થયો. અને મનમાં કહ્યું કે, અફસોસ, મેં એક જાનને વિના કારણ હલાક કરી શા વાસ્તે આ કામ કર્યું? કદાપિ આ પોપટ મારા તુતીજાનનો સગો હશે. એવો વહાલો સગો હશે કે, એક જીવ અને બે શરીર હોય, અફસોસ, આ સંદેશો મેં શા માટે સંભળાવ્યો? માણસની જીભ, મીસાલ એક ચકમકનો પથર છે, અને મોઢું લોખંડનું કડું છે. આ ચકમક અને મોઢામાંથી જે ચીજ નીકળે છે, તે મીસાલ આગ છે. માટે, આ ચકમક તથા લોખંડને બેહુદું નકામું એક બીજા સાથે અફાડવું નહીં જોઇએ. રૂના ઢગલામાં મેં જીભની આગ લગાડી છે. ઇનસાનનો દમ, બે પ્રકારની ખાસીયત ધરાવે છે. એકદમ, ઇસાનબી જેવો છે, તે મુરદાંને, જીવતાં કરે છે. એકદમ, સાજા તનદુરસ્ત માણસને, જખમી કરે છે. મેં આ સંદેશારૂપી જખમ શા માટે તેને માર્યો? આવી રીતે બોલી ઉંડો નિશ્વાસ નાંખી, તે સોદાગર બંદરમાં આવી, વહાણપર સવાર થયો. વહાણો સ્વદેશ તરફ હંકાર્યાં, અને તે સોદાગર, થોડી મુદતમાં, પોતાને વતને સહી સલામત પહોંચ્યો, ઘેર આવીને, સૌ માણસોને બોલાવી વચન આપેલી ચીજો તેઓને ભેટ આપી, તુતીજાનને પુછયું, બંદાની

ભેટ ક્યાં છે? જે જે તમે પક્ષીઓને કહ્યું, જે જે તમે તેઓ તરફથી સાંભળ્યું, જે જે તમોએ જોયું, તે બધો અહવાલ, મેહેરબાની કરીને, મને સંભળાવો. સોદાગરે કહ્યું, તારા સંદેશાથી હું ખુદ પશેમાન થયો છું અને હાથ ઘસું છું. શું મારી અકલ જતી રહી હતી, કે તારો બેહુદો પેગામ હું લઇ ગયો. તુતીજાને પુછ્યું, સાહેબ, તમને કઇ ચીજની પશેમાની છે? અને એવી શું બાબત છે, કે જેથી તમને ગુસ્સો તથા ગમ ઉત્પન્ન થયાં છે. સોદાગરે જવાબ આપ્યો, મેં તારી ફરીયાદ પોપટના ટોળામાં કહી, તારા દરદની વાત સાંભળી, એક પોપટનું કલેજું ફાટી ગયું, તે કાંપીને ઝાડપરથી નીચે ગબડી પડ્યું અને મરી ગયો. હું પશેમાન થયો કે, આ કેવી વાત હતી? અને શા માટે, મેં આ વાત કરી? પણ જે વાત મોઢામાંથી નીકળી ગઇ, તેનો પસ્તાવો કર્યાથી શું ફાયદો થાય? જ્યારે તુતીજાને સોદાગરની આ વાત સાંભળી લીધી, ત્યારે તે પણ કાંપવા લાગ્યો અને જમીનપર તુટી પડીને, થંડોગાર થઇ ગયો. સોદાગરે જ્યારે જોયું કે, તુતીજાન પણ એકાએક મરી ગયો ત્યારે પોતાની પાઘડી જમીનપર ફેંકી દીધી, અને રડી રડીને, કેહેવા લાગ્યો, અરે મારા પોપટ, અરે મારા સુંદર ગવૈયા પોપટ, તને શું થયું? અરે મારા ગમના વખતની રાહત, તેં કેમ મારી પાસેથી સફરની રાહ લીધી? અગર હજરત સુલેમાન પાસે, તારા જેવું પક્ષી હોત, તો બીજા કોઇ જાતના પક્ષીની દરકાર કરત નહીં. અરે પોપટ, તું કેમ મારાથી મોં ફેરવી ગયો? આ સંદેશો તેં જ મને આપ્યો હતો, અને મેં તારા કેહેવાથી જ, તારા સગાને એ સંદેશો કહ્યો. પછી તે સોદાગર પોતાની જબાનને કેહેવા લાગ્યો, અરે જીભ, ગંજે બીપાયાન, એટલે અખુટ ખજાનો પણ તું જ છે, અને રંજે બીદરમાન, એટલે ઇલાજ ન થાય, એવી મુસીબત તું જ છે. તારો મને શો ભરોશો? એ જીભ, તેં મારા તુતીજાનને

ઉડાવી મુકયો. તેં તેનો પ્રાણ લીધો, તેં આ કેવો સીતમ મારાપર ગુજાર્યો? ત્યાર પછી મરેલા તુતીજાન તરફ મોં કરીને, કેહેવા લાગ્યો. ઓ તુતીજાન, તું મને જવાબ આપ. તું જ્યારે હવે હમેશને માટે, મારી પાસેથી કુચ કરી જાય છે તો આ બધી શું બાબત હતી, તે મને સમજાવ, તો મને કાંઇક પણ સંતોષ ઉપજે કે, તારી જુદાઈ તો થઇ, પણ તેમાં મને અમુક ફાયદો થયો. ઓ તુતીજાન, હું તારી ખુબી કીઆમત સુધી ભુલીશ નહીં. હાય, અફસોસ, તારા જેવો ચંદ્ર, વાદળા નીચે ઢંકાઇ ગયો. આવી આવી હજારો ગમનાક વાતો કરી, પણ તુતીજાન તરફથી કાંઈ જવાબ મળ્યો નહીં. ત્યારે તેણે તેને પીંજરામાંથી બહાર કાઢીને ફેંકી દીધો. તુતીજાન એકદમ કુદકો મારી, ત્યાં ઉપર, એક ઝાડ હતું ત્યાં ઉડી જઇને, તેની ડાળીપર ચડી બેઠો. આ જોઈને, સોદાગર અજબ થયો. કારણ કે, તુતીજાનના ભેદની તેને ખબર નહોતી. સોદાગરે તુતીજાન તરફ આંખ ઉંચી કરીને કહ્યું, અરે તુતીજાન, તું મારી કેદમાંથી નીકળી ગયો. મારાથી તું જુદાઇ કરી ગયો, હવે જુદાઈની વખતે, મને કહેતો જા. કે, હિંદુસ્થાનના પોપટે શું કર્યું હતું. જે સાંભળીને તું શીખી ગયો. મારી આંખમાં તેં ધુળ નાંખીને, તેને બંધ કરી નાંખી. મને તારો મકર સુઝયો નહીં. તુતીજાને જવાબ આપ્યો, ઓ શેઠ, તે પોપટે, શબ્દોની મારફતે, કાંઇ પણ સમાચાર મોકલ્યા નથી. પણ પોતાનાં કૃત્યથી વ્યવહારૂરીતે મને ઈશારત મોકલી, તેનો અર્થ આવી રીતે થાય છે કે, તારો અવાજ, તારી કેદ છે. જ્યાં સુધી તું ખુશી ખુશીથી સુંદર ગાયનો ગાય છે, ત્યાં સુધી, તારો છુટકારો થનાર નથી. જ્યાં સુધી તું મગરૂરી ભરેલા અવાજ કાઢે છે ત્યાં સુધી, દરેક જણ તને કેદ રાખવામાં પોતાની ખુશી ગણે છે. તું મુરદા જેવો થઇ જશે, તો આ કેદમાંથી તારો છુકારો થશે. અગર તું દાણા થશે, તો પક્ષીઓ તને વીણી

વીણીને ખાઇ જશે, અગર તું પુલની કલીઓ બનીશ, તો બચ્ચાંઓ તને તોડી તોડીને ખરાબ કરશે. જેણે પોતાનું અભિમાન વધાર્યું છે, તેનાપર સેંકડો બલા પડી છે. તું તારી ખુદીને મુકી દે, તો પાણી અને આગ જેવાં તત્વ, જોરાવર ભૂતો પણ, તારી મદદ કરે. મુસા નબી તથા નુહ નબી જેઓ ખુદાવંદતાલાની જાતમાં ફના થયા હતા, તેમને દરીઆએ મદદ આપીને છુટકારો કર્યો. જ્યારે ફીરઔને, મોટા લશ્કર સહીત હજરત મુસા તથા તેના મુરીદો બની ઇસરાયલને સાંકડમાં ઘેરી લીધા, ત્યારે બની ઈસરાઈલના બાર ટોળાં સહીત, તેઓ દરીયામાં ઘુસી ગયા. દરીઆએ, મુસા નબી તથા તેના મુરીદોને માટે, બાર રસ્તા કરી આપ્યા અને ફીરઔન તથા તેનું લશ્કર, તેજવાટે તેમની પાછળ લાગ્યું, ત્યારે દરીઓ પાછો એકઠો થઈ ગયો અને ફીરઔનને, તેના ગંજાવર લશ્કર સહીત, ડુબાવી દીધો.

——:o:——

# કુરાને શરીફ, સુરે બકર.

**વઇઝ ફરકના બેકુમુલ બહરા, ફ અનજૈનાકુમ, વ અગરકના આલા ફીરઔના. વ અંતુમ, તનઝુરૂન**

**મતલબ.**

ઓ બની ઇસરાયલો, અમોએ તમારે માટે, દરીઆમાં રસ્તા કરી આપ્યા, અને તમારો છુટકારો કર્યો. અને તમારા દેખતાં, ફીરઔન તથા તેના લશ્કરનો નાશ કર્યો.

અધુરૂં.

( આ વિષયના બાકીના ભાગ તથા બીજા પ્રકરણો
માટે ઇસમાઇલી પ્રકાશ ભાગ ૨ જો. )



## ખુદાવંદ તાલાની દરગાહમાં પુસ્તક રચનારની મુનાજાત.

---

૧ યા ખુદાવંદા, તું અમારા ઈસમાઈલી ભાઈઓપર, હીદાયતના ચીરાગની રોશની કાયમ રાખ.

૨ યા ખુદાવંદા, તું અમારા ઈસમાઈલી ભાઈઓમાંથી હુસદ તથા દ્વિતીયા ભાવ દુર કર.

૩ યા ખુદાવંદા, તું અમારા ઈસમાઈલી ભાઈઓને હાજર ઈમામની જરૂરીયાત તથા ફાયદા સમજવાની બુદ્ધિ બખશ.

૪ યા ખુદાવંદા, તું અમારા ઈસમાઈલી ભાઈઓને પાક મુરશીદે રાહનુમાના ફરમાન ઉપર ચાલવાની તૌફીક આપ.

૫ યા ખુદાવંદા, તું અમારા ઈસમાઈલી ભાઈઓના અરવાહને આલંમે અરવાહમાં પાછા પોંચાડ.

૬ યા ખુદાવંદા, તું અમારા ઈસમાઈલી ભાઈઓને એવી બુદ્ધિ આપ, કે અનલહક ન બની બેસતાં, ખુદાવંદતાલાના ના ચીઝ બંદા પોતાને સમજે.

૭ યા ખુદાવંદા, તું અમારા ઈસમાઈલી ભાઈઓને ફનાફીલ્લાહ અને બકાબીલ્લાહ કરી, તારા દીદાર અને લીકાનું સુખ આપ.

૮ યા ખુદાવંદા, તું અમારા ઈસમાઈલી ભાઈઓને આ દુનિઆના સુખદુઃખ રૂપી વાતાવરણની ઉપર રાખ, કે જ્યાં સુખદુઃખ રૂપી વાયુ ફુંકતા નથી.

૯ યા ખુદાવંદા, તું અમારા ઈસમાઈલી ભાઈઓને દેશાભિમાની તથા ધર્માભિ–માની બનાવ.

૧૦ યા ખુદાવંદા, તું અમારા ઈસમાઈલી ભાઈઓને મીજાઝી ઈશ્કમાંથી છોડાવી તેમને હકીકી આશક બનાવ.

૧૧ યા ખુદાવંદા, તું અમારા ઇસમાઈલી ભાઈઓને એવી નેક તૌફીક આપ, કે અમારા આ પુસ્તકના દોષ ઢાંકીને, જે સાર તેમાંથી મળે, તે ગ્રહણ કરી, અમારા રૂહના હકમાં નેક દુઆ કરે.

આમીન.

---

ખુદાયા બહકકે, બની ફાતમા.
કે બર કૌલે ઈમાન, કુનમ ખાતમા.
અગર દઅવતમ રદ કુની, યા કબુલ.
મનો દસ્તો દામને આલે રસુલ.

બોસ્તાને સાદી.

### મતલબ.

યા ખુદાવંદા, બની ફાતમાના તુફેલથી ઇમાન સહિત મારું છેવટ આવો. યા ખુદાવંદા, તું મારી અરજ રદ કરે અથવા કબુલ કરે, ગમે તેમ કરે, તોપણ રસુલની પાક આલ, હીદાયતના ચીરાગની દામનને, હાથેવતી સહાઇ રાખીશ.



# આ પુસ્તકના અગાઉથી ગ્રાહક થઈ અમોને ઉત્તેજન આપનાર ગ્રહસ્થોનાં નામની યાદી.

---

૨૦૦ જંગબાર તથા આફ્રિકાના ઇસમાઇલી ખોજા જમાતના વેપારીઓ હસ્તક શેઠ મનજીભાઇ લાલજી નાઇઆણી શીઆ ઇમામી ઇસમાલીઆ કાંઉ-સીલના સેક્રેટરી. જંગબાર.

૪૬ રંગુનની ઇસમાઇલી ખોજા જમાતના વેપારીઓ.

૧૦ શેઠ મહમદભાઇ જશરાજ, રંગુનની શીઆ ઇમામી ઇસમાઇલી નિશાળના વિદ્યાર્થિઓને ભેટ આપવા માટે.

૧૦ કામડીઆ મહમદભાઇ કુંવરજી, રંગુનની શીઆ ઇમામી ઇસમા-ઇલી નિશાળના વિદ્યાર્થિઓને ભેટ આપવા માટે.

૫ ઇસમાઇલ પીરમહમદની કંપની.

૧ મુખા માવજીભાઇ હીરજી.

૧ કામડીઆ મહમદભાઇ કુંવરજી.

૧ કામડીઆ અલીભાઇ હકીમજી.

૧ શેઠ ચકુભાઇ માધવજી.

૧ ,, લાલજીભાઇ જીવા.

૧ ,, જીવાભાઇ ભાણજી, ઉપલેટાવાળા.

૧ ,, કાશમભાઇ મહમદ માવજી.

૧ ,, પ્રેમજીભાઇ જુમા.

૧ ,, રજબઅલીભાઇ ખાનમહમદ ભાવનગરવાળા.

૧ ,, શુમારભાઇ ખોજા.

૧ ,, રહીમભાઇ લાલજી, સાતુદડવાળા.

૧ ,, હેમરાજભાઇ જમાલ.

૧ ,, વાલજીભાઇ મનજી.

૧ ,, કરીમભાઇ કાશમ.

१ ,, નુરભાઇ જીવણ.

१ ,, મેરાલીભાઇ વસતા.

१ ,, ઇસમાલભાઇ લાલમહમદ.

१ ,, કાનજીભાઇ હીરજી.

१ ,, નુરમહમદભાઇ વીરજી, કોટડાવાળા.

१ ,, રમઝાનઅલીભાઇ નાનજી વરીંદ મુખી.

१ ,, ગુલામહુસેનભાઇ નાનજી વરીંદ મુખી.

२५ "ધી ખોજા સીંધી છાપાખાનું."

२५ "આદના" ( ઇસમાઇલી.)

२० કાંડી મોહોલ્લાના શુક્રવારીઆ પંજેભાઇઓ

१५ શેઠ નેણશીભાઇ પીરભાઇ.

१५ શેઠ હાજીમહમદભાઇ રહીમભાઇ જેનલાબદીન.

१५ કાંડી મોહોલ્લાના શનીવારના પંજેભાઇઓ.

१० કાંડી મોહોલ્લાના રવીવારના પંજેભાઇઓ.

१० શેઠ માવજીભાઇ હીરજી.

१० શેઠ અલારખીઆભાઇ જીવરાજ.

१० શેઠ રમઝાનઅલીભાઇ રજબઅલી.

१० શેઠ જગશીભાઇ વીસરામ.

१० શેઠ મહમદભાઇ શામજી કરાંચીવાળા.

५ મુખી કુરજીભાઇ મુરજી.

५ શેઠ પુંજાભાઇ જશરાજ.

५ શેઠ અલારખીઆભાઇ ખાનમહમદ.

५ શેઠ સુંદરજીભાઇ કુરજી.

५ મુખી મહમદભાઇ રેહેમુ ગુવાધરવાળા.

५ શેઠ ધનજીભાઇ વાલજી–ધોરાજીવાળા.

५ શેઠ નજરાલીભાઇ પ્રેમજી કોટડા શાંગાણીવાળા.

५ શેઠ અહમદભાઇ દેવજી એન્ડ બ્રધર્સ.

૫ કાંડી મોહોલ્લાના મંગળવારીઆ પંજેભાઇઓ.
૨ શેઠ હાજીભાઇ પારૂ જંગબારવાળા.
૨ શેઠ વીશ્રામભાઇ ઉકા.
૨ શેઠ વેલશીભાઇ ધનજી.
૨ ,, નથુભાઇ મહમદ કેશોદવાળા.
૨ ,, કામડીઆ મુળજીભાઇ જીવા મેવાસાવાળા.
૧ ,, ઇબરાહીમભાઇ લાલજી.
૧ ,, ઇસમાઇલભાઈ સાલેમહમદ, મુખી ઇબરાહીમ પસાયા.
૧ કામડીઆ કાશમભાઇ સવજાલી.
૧ શેઠ કરમાલીભાઈ કામડીઆ સવજાલી. [ મેનેજર.
૧ શેઠ અલીભાઇ પરધાન અમરેલીવાળાની હસનાબાદની મજલસના ચાલુ
૧ શેઠ ગુલામહુશેનભાઈ ભાણજી.
૧ શેઠ રામજીભાઇ ગીગા.
૧ શેઠ ફાજલભાઇ અલીમહમદ બુટવાળા.
૧ શેઠ રેહેમતુલાભાઇ મીઠા જેતપુરવાળા.
૧ શેઠ કરીમભાઇ જુઠા પાટડીવાળા.
૧ શેઠ સુંદરજીભાઇ બોધા.
૧ શેઠ ગુલામહુસેન સચાભાઇ ખીમજી.
૧ શેઠ મીઠાભાઇ પ્રેમજી.
૧ શેઠ અહમદભાઇ મનજી.
૧ શેઠ ગુલામહુસેનભાઇ કાશમ પુનાવાળા.
૧ મુખી દીદારીભાઈ મુલતાની પંજાબી.
૧ મુખી ઝીણાભાઈ આણંદજી દમણવાળા.
૧ મુખી રજબઅલીભાઇ ફાજલ દમણવાળા.
૧ કામડીઆ નુરમહમદભાઇ મહમદ દમણવાળા.
૧ શેઠ રહીમભાઈ રેહેમુભાઈ દમણવાળા.
૧ શેઠ મહમદભાઇ પરધાન.

૧ શેઠ કાનજીભાઈ હીરજી.

૧ શેઠ ઇશમાલભાઇ માંમદ પરધાન, પ્રીટોરીઆવાલા.

૧ શેઠ માંમદભાઇ ખાકુભાઇ પીરભાઇ.

૧ શેઠ હુશેનભાઇ શરીફ, કુરલાવાલા.

૧ મુખી અબદર રસુલભાઇ શામજી ઠાંગાવાલા—જરમન આફ્રિકા.

૧ શેઠ અલારખીઆભાઇ ખેરાજ.

૧ શેઠ મેરાલીભાઇ માવજી પ્રેમ બરમા.

૧ શેઠ શાબાનભાઇ મોહોલાણી કરાંચીવાલા.

---

૫૦૫

અગાઉથી ઉત્તેજન આપનાર ગ્રહસ્થોનો ખરા અંતઃકરણથી આભાર માનવામાં આવે છે.

હાસમ બોઘા માસ્તર.

# જાહેર ખબર.

——:o:——

## ઈસ્માઈલી મુમનો માટે ખાસ પુસ્તકો.

અમારા તરફથી પ્રગટ કરેલ.

## ઈસ્માઈલી દર્પણ.

**ઈસમાઈલી અડતાલીશ ઈમામોના** રહેવાનાં વતન, (નકશા સાથે) તથા તેઓની ઈમામતના ઇસવી સન, તથા હીજરી સન તથા ટુંક ઇતિહાસ સાથે બીજા ઉપયોગી લખાણવાળું જાડા ઈંગ્લિશ પુઠાની બાઈંડીગ-પુઠાપર સોનેરી અક્ષરમાં પુસ્તકના નામ સાથે-કિમત રૂપીઓ એક

**ઈસમાઈલી પ્રકાશ ભાગ ૧ લો**–કિમત રૂપીઓ એક.

**ઈસમાઈલી પ્રકાશ ભાગ ૨ જો**–કિમત રૂપીઓ એક.

આ બે પુસ્તકોમાં **મસનવી મૌલાના રૂમ** તથા **કુરાને, શરીફ** અને **ઈસમાઈલી ધર્મશાસ્ત્ર**ની સરખામણી દર્શાવનારાં અતી ઉપયોગી દશ પ્રકરણનો સમાવેશ કરવામાં આવેલ છે.

# ઈસમાઈલી દર્પણના છુટા ભાગો.

**ધન્ન ભાગ ઇસમાઇલી તારા કિમત સવા આનો**

| | |
|---|---|
| **ઝહુરે અલી.** | **કિંમત બે આના** |
| **દીદારે અલી.** | **કિમત બે આના.** |
| **બોસ્તાને મારફત-** | **કિમત બે આના.** |

ઉપર લખેલાં પુસ્તકો. મુંબઇમાં. બહારકોટ, ખોજાની દરગાહ પાસે, **ખોજા સિંધી પ્રીંટીંગ પ્રેસમાં શેઠ લાલજીભાઇ દેવરાજ પાસેથી,**

અથવા કાંડી મોહાલામાં. નામદાર આગાખાનની ચાલમાં, જમાત ખાના નીચે પ્રગટ કરનાર ખોજા હાશમ બોઘા માસ્તર પાસેથી મલશે.

**મુંબઇ.**

——:o:——

## બીજા ઈસમાઈલી લેખક તરફથી

### પ્રગટ થએલાં પુસ્તકો.

**હુકશનાસ**—પ્રગટ કરનાર—**અદના.**—કિંમત દોઢ આના.

**ઈસમાઇલી ભોમીઓ**—પ્રગટ કરનાર—**ઇસમાઈલી ધાર્મિક લાયબ્રેરી**—કિંમત છ આના

આ બે પુસ્તકો ઉપરના ઠેકાણાં ઉપરાંત,

**ઈસમાઈલી ધાર્મિક લાઇબ્રેરી.**

ખડક, પાયધોની, મુંબઈ.

ત્યાંથી પણ મળી શકશે.

**માસ્તર હાસમ બોઘા.**